# પ્રેમમાળા કે પ્રણયપ્રતિમા?

( સાંસારિક નવલ કથા )

છુટક કાવ્યો સહ.



-લેખક-

“ નાગેશચંદ્ર ”





# પ્રેમમાળા કે
# પ્રણયપ્રતિમા?

[ સાંસારિક નવલકથા ]

છુટક કાવ્યો સહ

લેખક:

"નાગેશચંદ્ર"

તે

જેઠાલાલ મોતીરામ વૈદ્ય.

મુ. છાણી. તા. વડોદરા.

છપાવી પ્રસિદ્ધ કર્તા.

રાનાભાઇ ભાઈલાલભાઈ પટેલ.

મુ. સહજપુર. તા. બોરસદ.

સંવત ૧૯૭૩ પ્રત ૧૦૦૦ સને ૧૯૧૭

આવૃત્તિ ૧ લી



કિંમત ૦—૮—૦ (પોસ્ટેજ જુદુ)

શ્રી શારદા વિજય પ્રિન્ટીગ પ્રેસમાં શા હરજીવન અમરશીએ

છાપી— સાંથપીપળી નડીઆદ

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના.



ચાલુ જમાનાની વધતી જતી કેળવણીના અમૃતમય કિરણોથી અત્યાર સુધીમાં સંખ્યાબંધ નવલકથાઓ બહાર પડી ચુકી છે. ત્હેમાં વળી કયાં વિશાળ ગુર્જર ગિરા, અને કયાં મ્હારી અલ્પમતિ ! મેં મારી યથાશકિત આ પુસ્તક માં સાહિત્ય પ્રચલિત રસો રેડયા છે. પ્રસ્તુત નવલ કથામાં હાસ્ય, રૌદ્ર, કરૂણ, ભયાનક, અદ્ભુત અને શાન્ત વિગેરે રસોની સંકલના શ્રંગાર રસ, પ્રાધ્યાન્ય ગણીને, કરવામાં આવી છે. છતાં મ્હારે એટલું તો કહેવું પડશે કે, ચોપડી નાં પાનાં ગણી, અગર તેનું નાનું મોટું કદ જોઇને સારા સારની તુલના કરનાર મહાત્માઓ માટે આ પુસ્તક નથીજ. પરંતુ જો કોઇપણ પુસ્તકનું ખરેખરૂં રહસ્ય સમજવું હોય તો ત્હેનું આદ્યન્ત અવલોકન કરી કોઇપણ વાતનો નિર્ધાર કરવો જોઇએ, બીજું આ પુસ્તકમાં બાળ લગન વિષે અફસોસ બતાવવા માટે કૃષ્ણલાલની કથા જોડીછે તો ત્હેનો સજ્ઞ વાંચક વૃન્દ વિચાર કરી ધ્યાનમાં લેશે, તથા હંસની માફક સાર રૂપી પયને ગ્રહણ કરી અસાર રૂપી જલનો

ત્યાગ કરશે. આ પુસ્તકમાં લખેલા ચંદ્રમૌલેશ્વરના મેળાની વાત ધ્યાનમા લઈ દેશીય બંન્ધુઓ પોતાની જાતને તથા મિત્રમંડળને યોગ્ય શિક્ષણ આપશે. અને યોગ્ય સુધારણા કરશે. તો હું મ્હારા આ પ્રયાસનુ સાફલ્ય માનીશ.

સુજ્ઞ પાઠક ગણની પાસે નમૃતાપૂર્વક યાચના કરવામાં આવે છે કે મનુષ્ય માત્ર ભુલને પાત્ર છે, અને તેમાં વળી આ મ્હારો પ્રથમજ પ્રયાસ હોવાથી, સંભાળ રાખવા છતાં ઘણી ભુલો હોવાનો સંભવ છે. તો તે સુજ્ઞ પાઠક ગણને સુધારી વાંચવા વિનંતી છે.

બીજું આ પુસ્તકની નકલો ઉતારવામાં તથા કેટલીક ઉપયોગી સુચનાઓ કરવામાં મધવાસ નિવાસી મ્હારા પરમપ્રિય મિત્ર શાસ્રી અનુપરામ સદાશિવગગે પોતાનો કિંમતિ સમય ગાળી મને આભારી કર્યો છે તે બદલને મહાશયનો અંતઃપુર્વક આભાર માની આ સ્થળે હું મ્હારી પ્રસ્તાવના પુર્ણ કરૂં છું.

સંવત ૧૯૭૨ વિજયા દશમી. લેખક.





॥ श्री परमात्मने नमः ॥

“ પ્રકરણ ૧ લું ”

## નિશાન ચુકયું.

त्वं पीयष दिवोऽपि भूषणमासि द्राक्षे परीक्षेतको ।
माधुर्यन्तव विश्व तोऽपी वीदीतं माध्वीक माध्वीकता;
एतत्कीन्तु मनागरूं तुदभीत्र क्षमो न चेत्कप्यसी
यः कान्ताधर पल्लवे मधुरीमा नान्यत्र कुत्रापीसः ॥१॥

 અમૃત? તું સ્વર્ગનું પણ આભુષણ છે. હે દ્રાક્ષ તારૂં માધુર્ય પણ આખા વિશ્વમાં પ્રસિદ્ધ છે. તે એટલું બધું છે કે તેની પરિક્ષા કોણ કરી શકે? હે મધુ? તારી મધુરતા પણ વિશ્વમાં જાણીતી છે. છતાં તને ક્રોધ ન ચઢે તો હું તને મર્મને પીડા કરે એવું વચન કહું છું તે તું સાંભળ, કે સ્ત્રીના અધરોષ્ઠમાં જે મધુરતા રહેલી છે તે મધુરતા કોઈ બીજામાં નથી.

ઉપર્યુક્ત શ્લોકમાં જે સ્ત્રીના ઓષ્ટનું માધુર્ય વર્ણવ્યું છે તે માધુર્ય કેવા પ્રકારનું અને ઓષ્ટ પણ કેવા પ્રકારના તેનો બુદ્ધીમાન પુરૂષે વિવેકથી ઇશ્વરે આપેલી સમજ્ઞાનો ઉપયોગ કરી, પોતાના મનમાં નિશ્ચય કરી મુકવો જોઈએ.

ખરૂં જોતાં ગુલાબ તિક્ષ્ણ કાંટામાં પડયું હોય તોપણ તે પોતાની સુવાસ, અને મધુરતા વિશ્વના બગીચામાં ફેલાવ્યા વગર રહેશેજ નહિ: પણ મારા જેવા કોઇ ક્ષુલ્લક મનુષ્ય ઇન્દ્રવર્ણાંનો કેવળ રંગ જોઇને ભક્ષણ કરવા યત્ન કરશે. ખરેખર હું અનુભવથી કહુંછું કે, તે તેમાં સમાયલી કેવળ કટુતાને ચાખી શકશે, મધુરતાને તો નહિજ. માટે હે જગત્ પાલક અખંડ પૌઢ પ્રતાપવાન જગત્ પિતા, તારી કૃતી ખરેખર અગમ્ય છે. ! !



" અહા ? આ વિશ્વમાં "

ક્ષણે ચઢતી ક્ષણે પડતી, અજબ આ વિશ્વની માળા.
હિયે આનંદ કો વારે, કદી દે અગ્નિની જવાળા !
હજારો રાય મોટા જે, બન્યા છે રંક પળમાં હે. !
ગરિબો ભીખ માગે જે, બન્યા છે રાય પળમાં હે !
વિયોગી છું પ્રિયાનો હું, ઉભય છે પત્નીઓ પાસે !
વિયોગી છું શિશુનો હું, ઉભય છે બાલકો પાસે !
પડયો પ્રાસાદ માંહે હું, વિયોગી ઝુંપડીનો છું. !
સુની છે વાડી સર્વે આ, વિયોગી માડીથી જો છું. !
ખદુલી માહ્ડરી માંહે, મધુર નિદ્રા મને આવે !
સુનો છાપર પલંગે હું, નહિ નિદ્રા જરા આવે

ઉપર પ્રમાણે વિચાર તરંગીણીમાં ગોથાં ખાતો પચી-સથી ત્રીસ વર્ષની વયનો યુવાન છાયાપુરી નગરીનાં એક મકુલેય(મંડેલ)ને ત્રીજે મજલે, પોતાના ખાનગી ઓરડામાં છપ્પર પલંગ પર પડયો પડયો તરફડીઆં મારતો હતો. પાઠક ગણું ? હું તમને આગલા વિષય તરફ ખેંચું તે પહેલાં છાયાપુરી નગરી કેવી પરિસ્થિતિ પર છે, તેનો પૂર્ણ ચિતાર પ્રત્યક્ષ બતાવવા છાયાપુરી નગરીમાં પ્રવેશ કરાવીશું. માટે ચાલો તમે પણ મ્હારી સાથે નગરીમાં ઘુસી જાઓ. છાંયાપુરી વડોદરાથી ત્રણ ગાઉ પર આવેલું હતું; ગામની આજુબાજુ વિધવિધ પ્રકારના તામ્બુલ મંડપો હતા અને વિવિધ જાતના ફળો, અને પુષ્પોથી ભરેલાં ખેતરો પણ આવેલાં હતાં. ગામની વસ્તીનો ½ (એક દ્વિતીયાંસ) ભાગ ખેડુત વર્ગનો હતો અને ¼ (એક ચતુર્થાંશ) ભાગ વ્યાપારી વર્ગનો હતો. બાકીનો પરચુરણ વર્ગ જુદી જુદી જાતનાં ઉદ્યમોમાં મશગુલ હતો નગરની ઉત્તર દીશાએ એક વિશાલ તળાવ વિધ વિધ જાતના કમળોથી ભરપુર હતું. ઉષ્ણરૂતુમાં સાંજની વખતે શોખીલાં સ્ત્રીપુરૂષનાં દ્વન્દ્વો આ, જલાશયના જલ ઉપરથી આવતા મંદમંદ પવનનો આ સ્વાદ લઈ શાન્ત થતાં અને અનંત શકિતમાન ઈશ્વરની લીલાનો વિચાર કરવામાં ક્ષણવાર આ લોકના ભાનને પણ ભુલી જતાં; આ: જલાશયની પાળ ઉપર વિશેષ કરીને, આંબા,

લીમડા, પિપળા, અને બોરસલી વિગેરે જાતનાં વૃક્ષો આવેલાં હતાં. તેથી વસન્ત ઋતુમાં જ્યારે કેટલાંક ઝાડો પોતાના એક વર્ષના જીર્ણ પાંદડાંનો ત્યાગ કરી નુતન કુંપળોને ધારતાં, ત્યારે કેટલાંક પોતાના બાલ પુષ્પની પરાગ મંજરીની અદ્દભુત સૌગંધ્ય આ વિશ્વોદ્યાનમાં અને વિશેષ કરીને આજુબાજુને કીનારે ફેલાવી કેટલાંક શ્રમિત અને દુઃખી હૃદયને પણ વિશ્રાન્તિ આપવાને સમર્થ થતાં, કીનારા પર બનાવેલી કેટલીક પાષાણ વેદીકાઓ પર બેઠેલાં મનુષ્યો પણ પુષ્કળ આનંદમાં આવી જઇ વાતોના તડાકા મારતાં. તે વખતે જાણે કોઇ બહારથી દેખીતા મોટા પેટવાળા પણ પેટમાં છુપાવી રાખેલી તિક્ષ્ણ કાન્તીવાળા કોઇ એક નાતના પટેલીઆઓ પંચમાં બેસી મોટી મોટી પંચાતો કરતા હોય તેવો આબેહુબ ભાસ થતો. તળાવ વિશાળ હતું, એટલુંજ નહિ પણ તેનું પાણી કાચ જેવું નિર્મળ હતું, તેથી બપોરના સમયે તેમાં નિચે પડેલી હરેક વસ્તુઓ સ્પષ્ટ માલુમ પડી આવતી હતી. આ ઉપરાંત આ મનોહર જલાશય કેટલાંક તૃષાર્ત હૃદયોને પણ વિશ્રાન્તિ આપવાનુ અતિ ઉત્તમ કાર્ય બજાવતું હતું. નગરની વસ્તીનો વ્યાપારી વર્ગ ઘણોજ શ્રીમંત હતો, કારણકે, તેમાંના કેટલાકની મોટી પેઢીઓ દેશ પરદેશના વેપારી સાથે અત્રે નહિ બનતો માલ મંગાવી વેચાવાનો અને અહીંનો માલ

એક હાથની અદબ વાળી બીજા હાથે મસ્તકને ટેકો આપી કોઈ દેવસ્થાનમાં ઉભી કરેલી પાષાણુ પુત્તલિકાની માફક સ્થિર થઇ જતો. અને જ્યારે આજુબાજુ કંઇ અવાજ થતો ત્યારે ચમકીને જાગતો અને પાછો આમથી તેમ ટહેલ્યા કરતો. કેટલીક વાર સદર આકાસિકાના ઘેરા પર પગ ટેકાવીને આજુબાજુ નગરમાં દ્રષ્ટિ ફેલાવી વિચારમાંથી મુક્ત થતો ખરો, પણ થોડીવાર પછી સર્વ શુન્યમાં મળી જતું અને દુષ્ટ મન વધારે બળવાન થઇ પોતાના મુળ વિષય તરફ ખેંચી જતું. આ યુવકે " ગોવીંદ " ? "ગોવીંદ" ? એમ બુમ મારી. જવાબમાં " એ આવ્યોજી " એવા શબ્દો સંભળાયા. થોડીવાર પછી ગોવીંદ ઉપર આવ્યો અને બોલ્યો " કાં બાપુ " ? " જરા, ચા, લાવવાનું નીચે કહે, " જી ચાલ્યો " એમ કહી ગોવીંદ નીચે ગયો. અને ક્ષણવારમાં પાછળથી છણૂછણૂ નૂપુરનો અવાજ સંભળાયો.અને એકગૌરવર્ણ ની પરિચિત તરૂણી આવી પહોંચી. આ યુવતીના કર કમલમાં ચા, નાં બે કપ્સ ભરેલાં હતાં. બંને હસ્તમાં સુવર્ણની ફેન્સી બંગડીઓ શોભી રહી હતી. તેનું વિશાલ વૃક્ષસ્થલ સુવર્ણ ના મનોહર અછોડાથી અને રાયણુ માળાથી શોભી રહ્યું હતું, મંદ મંદ ચાલે, આ યુવતી તે યુવક પાસે આવી ઉભી એટલે યુવક બોલ્યો:—

" વ્હાલી તેં બાતેજ આટલી તસ્દી................

" એમાં તસ્દી શાની ? આ નાટકી બોલી તેં ક્યાંથી શિખ્યા. !" વચમાંજ યુવતી બોલી.

" ના, ના. પણ બીજુ કોઇ હતું નહિ શું. ?

" છે, ને હું આવી તેમાં બગડી શું ગયું. ગંભીરાઇથી યુવતી બોલી.

" સારૂં લે હવે પી લઇએ. બંને પતિ પત્નીએ પાસે પડેલી ખુરશીઓ ઉપર બેસી ચા, પી લીધી, ત્યારપછી યુવક બોલ્યો, વ્હાલી ? આજે મ્હારે તને એક પ્રશ્ન પુછવો છે. મ્હારી બચુડી. ( પત્નીને મધુર ચુંબન લેતાં પતિએ પૂછયું )

" એંહ ! હજુ સુધી તમારો આ અટકચાળો સ્વભાવ જરાપણુ ગયો નહિ. બોલો શું કહેવું છે ?" છણુકો કરતાં યુવતી બોલી.

" એક પ્રશ્ન પુછવો છે. જુવાબ આપીશ ?

" જેવો પ્રશ્ન "

" ના, ના પણુ ત્હારી માહીતીની વાતમાં " ?

" ઠીક છે. "

" જો ત્યારે તું સાચેસાચું બોલ–કે હું ત્હારો અગ્નિ અને બ્રાહ્મણુની સમક્ષ પરણેલો પતિ છું ? "

" તેની મને શી ખબર ? તમે જાણો.

"જો હું જાણતો હોત તો આવી ઠંડી હવામાં પ્રયોજન શું હતું. માટે મારી વિશેષ ઇચ્છા છે કે આમ જોખમમાં નાખે તે ઠીક નહિ."

"એમાં વળી શું ભૂલ છે? તમારે કોઇ પણ રીતે પતિ તો ખરાજ કે નિ.?

"કેવી રીતે?"

"તમારાથી મ્હને જે સોબાનો થયા તે રીતે."

"ઠીક—એજ રીતે. હું ત્હારો પતિને?"

"હા, એજ રીતે."

"આ શબ્દોની જીંદગીભરની યાદગીરી શી?"

"આ મ્હારી મુદ્રિકા. એમ બોલી યુવતીએ પોતાની આંગળીએથી એક સુવર્ણ મુદ્રીકા કાઢી પોતાના પ્રિયતમની આંગળીએ સેરવી દીધી. આ મુદ્રીકા ઉપર "મંજુઘોષા" એવું કોતરેલું હતું. અને આ યુવતીનું નામ પણ મંજુ-ઘોષાજ હતું. થોડીવારમાં ગોવીંદ ઉપર આવ્યો અને ચા' નાં ખાલી પ્યાલાં લઇ ગયો, આથી આ દંપતી એવાં નિષ્કલંક અને વગર કહે પોતાના શેઠની મરજી મુજબ કામ કરનાર નોકરીની કેટલી વફાદારી છે. તેના વિચારમાં તલ્લીન થયાં. પુનઃ ગોવીંદ ઉપર આવ્યો. આ વખતે;

આ પ્રણયી યુગલ સંપુટક* ચુંબનમાં મશગુલ હતું. ગોવીંદને એકદમ ઉપર આવેલો જોઇ-

"કેમ ગોવીંદ એકદમ આવ્યો"? મંજુઘોષા બોલી.

"બાં સાહેબ, કોઇ એક અજાણ્યો માણસ ઘરમાં આવવાનું કહે છે. આ માણસની આંખો લાલચોળ જેવી થઇ ગઇ છે. અને જાણે અત્યારે તે અત્યન્ત ક્રોધમાં હોય તેવું દેખાય છે. તેથી હુ ત્હેને એકદમ ઘરમાં દાખલ નહિ કરતાં આપને કહેવા માટે આવતો હતો. એવામાં મોટાં શેઠાણી બા, મને રસ્તામાં સામાં મળ્યાં અને તેમણે મ્હને તે માણસને ઘરમાં દાખલ કરવાની ના કહેવાથી હુ બારણું બંધ કરી આપને કહેવા માટે..............

ગોવીંદના ઉપલા શબ્દો પુરા થાય તે પહેલાં અચાનક એક મોટો અવાજ થયો અને તરતજ એક સણુસણાટ કરતી ગોળી ગોવીંદની છાતીમાં આરપાર નીકળી ગઇ. બિચારો ગોવીંદ નિમકહલાલ નોકર તરફડીઆં મારતો નિચે પડયો; અને થોડીવારમાં રામશરણ થઇ ગયો. આ અણધાર્યો

---

* નાયક નાયકાના ઓષ્ઠને પોતાના ઓષ્ઠ લગાડી અનન્ત પ્રેમથી જે ચુંબન લે છે તેને સંપુટક ચુંબન કહે છે.

[ ચુંબન મી માંસા ]

બનાવ બનવાથી બન્ને પતિ પત્નિ ઘણુંજ ભયભીત થયાં. અને તેમનાથી શોં ગજબ !! શો ગજબ !! એમ એકે અવાજે બોલાઇ જવાયું. ગોળી જે દીશામાંથી આવી, તે તરફ એક મોટો ઘીચ આંબો આવેલો હતો. તરતજ તેમાંથી "નિશાન ચુકયુ" અફસોસ. અફસોસ. એવા શબ્દો સંભળાયા. અને કાળા ઝબ્બામાં પોતાનું આખું શરીર સંતાડેલી, કોઈ મનુષ્યાકૃતિ આંબા ઉપરથી નિચે ઉતરી વાયુ વેગે પસાર થઇ ગઇ.

  

## પ્રકરણ. ૨ જુ.

# પ્રેમમાળાની વિરહ જ્વાળા.

જા, દીન કંથ બિદેશ ચલે, ગલહુન લગીન પરીચરના.
તા દીનસે તન તાપ ભયો, મન શોચ રહી પિયુકો મિલના.
સુખ ભુલીગઇ દુઃખ ફુલી રહયો, દોઉ નયન લગે ગિરીકોઝરના.
કવિ ગંગકી નાર બિચાર કરે, પિયુકા બિછરાસેં ભલે મરના.



રાત્રી રાણી શ્યામ શાંમી રહી હતી, નભમંડળમાં ચન્દ્રમા છુપાતો, લપાતો, પશ્ચિમ દિગ્વધૂને આલિંગવાને ત્વરાથી ગમન કર્યા કરતો હતો. સઘળે શાન્તિ દેવી પોતાનો પૂર્ણ પ્રભાવ પ્રસરાવી રહી હતી. આકાશ

સ્વચ્છ, નહોતું. શરૂઆદ વરસી ગયાને બે કલાકથી વધુ વખત થયો ન હતો. ઠેર ઠેર પાણીનાં ભરાયલાં ખાબોચી-આમાં દેડકાં નૂતન જલમાં ડ્રૂં ટો ડ્રૂં ટો વિગેરે શબ્દો કરી રહ્યાં હતાં, સુધરાઇના ફાનસોમાં મંદ મંદ કિરણો પણ અંધકારને ખસેડવાને, વૃથા પ્રયત્ન કરી રહ્યા હતા. સર્વ જગત અત્યારે નિદ્રા દેવીના અંકમાં ઝુલતું હતું; કેટલાંક પ્રાણયી યુગલો પ્રેમ વાર્તાલાપ કરી હમણાંજ શુંઆરૂઢ થયાં હતાં. પરન્તુ સુવર્ણપુરના આ એક વિશાલ મકાનમાં ફક્ત એકજ મનુષ્યના હૃદયને શાન્તિ નહોતી; ઉદ્વેગ હતો. આ એક નવ યૌવન તરૂણી પ્રકરણને મથાળે લખેલી કવિતા બોલતી તરફડીઆં મારતી પથારીમાં પડી હતી. કેટલીકવાર તે ઉઠીને પોતાના ઓરડામાં આમ તેમ ફરતી, તો કેટલીક વાર તે પથારીમાં પડી નિદ્રા લાવવામાં પ્રયાસ કરતી હતી: થોડી વાર પછી તેણે નિદ્રાધીન થયેલા દીપકને ગ્લાસસેટમાં પુનઃ જાગૃત કર્યો અને પુસ્તક લઇને વાંચવા બેઠી. પુસ્તકના એક પછી એક એમ કેટલાક પાનાં ફેરવી કાઢયાં. પણ વાંચવામાં તેનું ચિત્ત ચોંટયું નહિ; તેથી તે બંધ કરી પુનઃ શય્યામાં પડી. ખરેખર—તાવના દરદીને સન્નિપાતનું ઓસડ ગુણ પ્રદ શી રીતે નિવડે ? નજ નિવડે. તેવી રીતે શરીરના

અંગ પ્રત્યંગોમાં પ્રસરેલા આ યુવતીના વિરહાનલને શાન્ત, કરવાને બિચારૂં પુસ્તક શું કરી શકે ?

પાઠક ગણ ! આ યુવતીનું નામજ પ્રેમમાળા હતું. તેના પિતા એક શ્રીમાન વણીક ગૃહસ્થ હતા. તેઓ પોતે કેળવણી પામેલા હતા, અને સુધરેલા વિચારના હતા. સુવર્ણપુરમાં તેમની કાપડની એક ગંજાવર પેઢી ચાલતી હતી. તેમને કૃષ્ણલાલ કરીને એક પુત્ર અને પુત્રી [ પ્રેમમાલા ] આ બેજ સંતાન હતા. તેમની પત્નીનું નામ ચંદનલક્ષ્મી હતું, ચંદનલક્ષ્મી ઘરમાં રસોઇનું કામકાજ કરતાં અને કૃષ્ણલાલની ઉંમર વર્ષ ૧૫] ની હોવાં છતાં પણ તે દુકાન પર બેસતો અને મધ્યાન્હે જ્યારે તેના પિતા ભોજનાર્થે ઘેર આવતા ત્યારે તે ગુમાસ્તા ઉપર દેખરેખ રાખવાનું કામ કરતો. નહિતો બાકીનો વખત દુકાનના એક ખુણામાં બેસી નૉવેલો, વાર્તાઓ વિગેરે ગામની પબ્લીક લાયબ્રેરીમાંથી લાવીને વાંચતો. આટલી નાની ઉંમરમાં અને અભ્યાસ કરવાના સુવર્ણ મય સમયમાં તે પોતાનો કીંમતી વખત આમ કેમ ગાળતો હશે ? તેનો પાઠક તુંજ વિચાર કરીશ ? શું તે સર્વે વિદ્યાઓ ભણીને પંડીત બની ગયો હશે ? કે તેને અને સરસ્વતીને લડવાડ થઈ હશે ? આમાંનું કંઈ

હશે કે ? અલબત ! તેમાંનું કંઇજ નહોતું. સર્વનું કારણ માત્ર એકજ વસ્તુ હતી. તે લગ્ન હતું, પણ તે એકલુંજ નહોતું. તેની સાથે દુનીઆમાં લેખાયલી ખોટી શરમ પણ હતી.



બિચારો કૃષ્ણલાલ જયારે ગુજરાતી ધોરણ ત્રીજામાં હતો. ત્યારે તેનું લગ્ન તદન બાલ્યાવસ્થામાં કરવામાં આવ્યું હતું. અને જયારે તે ધોરણ છઠ્ઠામાં આવ્યો ત્યારે તેની પત્નીને શ્રીમંત આવ્યું "ઠીક ભાઈ ! તું તો થોડા વખતમાં એક છોકરાનો બાપ થઇશ ! અલ્યા ! હજુ મુછ તો ફુટી નથી. માટે એક બે પૈસાની બજારમાંથી લાવીને ચોઢ; એટલે મોટો મરદ દેખાઇશ. નહિતો એક ઉંચામાં ઉંચી, બેંગલોર કૅપ લાવીને પહેર. જેથી તું ઉંચો દેખાઈશ. વિગેરે વિગેરે હાસ્ય ભરી મશ્કરીઓ, તે બિચારો પોતાના ગામના લોકોમાંથી સાંભળી સાંભળીને કંટાળી ગયો, અને પરાકાષ્ઠાએ છઠ્ઠી ચોપડી પુરી કરી. અને આગળ વધી ઇંગ્લીશ અભ્યાસ કરવાનો વિચાર હોવા છતાં પણ ઇશ્વરેચ્છાને અધીન થઇ અભ્યાસને તિલાંજલી આપી.

હાલ તેને નવીનચંદ્ર નામે પુત્ર ઉંમર વર્ષ બેનો હતો. વાંચક ! આથી તું ગભરાઇશ નહિ. આવા બનાવો, આ

ચિત્રવિચીત્ર દુનીઆમાં બન્યાજ જાય છે. શું ? બાળલગ્ન એ એક આ ભાર્તભુમિને અધોગતિમાં લાવવાનું કારણ નથી ? છેજ—ઠીક, કૃષ્ણલાલ તો જાણે પુરૂષ હતો. જેથી તે લાત મારીને પોતાના દિવસો નિર્મગવા લાગ્યો પણ હજી પ્રેમમાળાની પોક ક્યાં પુરી મુકાઇ છે? કૃષ્ણલાલના પીતા મનમોહનદાસ ( સુજ્ઞ વાંચકો જાણશે કે કૃષ્ણલાલના પિતા નું નામ મનમોહનદાસજ હતું ) પોતે બી. એ. સુધી ભણેલા હતા. પણ ખુબી માત્ર એટલીજ હતી કે તેમનાં પત્ની ચંદનલક્ષ્મી કાળા અક્ષરને કુટી મારેવામાં કુશલ હતાં. અને મનમોહનદાસ પોતે, " यत्रनार्य स्तु पुज्यन्ते रमन्ते तत्र देवता: " આ વાક્યના ચુસ્ત ભકત હતા. તેથી ચંદનલક્ષ્મીનો દાબ તેમના ઉપર વિશેષ પડ્યો હતો. અને ઘરમાં જેમ ધારે તેમ કરી શકતાં.




કૃષ્ણલાલ હવે નોવેલો, વાર્તાઓ, અને ઇતિહાસો વિગેરે વાંચવાનો સંપુર્ણ શોખીન બન્યો હતો. તેથી કેટલીક વાર પ્રેમમાળાને પણ સારાં સારાં પુસ્તકો વાંચવા લાવી આપતો. પ્રેમમાળાએ પણ પોતાના આ દૈવી ભ્રાતાની મદદથી ગુજરાતી સાહિત્ય ખુબ ફેન્દયું હતું. તેની ઉંમર અત્યારે સત્તર

વર્ષની હતી, તેના પિતાએ ગુજરાતી ઉપરાંત ઇંગ્લીશ પાંચ ચોપડીઓ મહા મહેનતે ભણાવી હતી, પણ આ ભણાવામાં ચંદનલક્ષ્મી દરરોજ કંકાસ કરતાં અને વારંવાર મનમોહનદાસ ને કહેતાં કે એને તમારે બેરીસ્ટર બનાવવી છે ? કે કચેરી માં વકીલાત કરવા મોકલવી છે ? અમારે બૈરાંની જાતને ભણીને કયાં નોકરીઓ કરવી છે ! મનમોહનદાસ જુવાબ માં કહેતા કે એવું કાંઈ નથી, પણ વિદ્યા એ મનુષ્યના શરીરમાં વિનયનો સંચાર કરનાર એક અમુલ્ય વસ્તુ છે. તે કંઈ નોકરી ધંધા માટે કેવળ નથી. છે, એમ સમજવું એ ભુલ ભરેલું છે. કારણ કે દરેક મનુષ્યને વિ-નીત થવાની જરૂર છે. " विनयेन विना का श्री " વિનય વગર શરીરની શોભા શી ? જે વિનયથી શરીર શોભાને પાત્ર થાય છે. તે વિનય વિદ્યામાંજ સમાયલો છે. " विद्या ददाति विनयम्: " વિદ્યા વિનયને આપે છે. પરંતુ આ બધી ડહાપણ ભરી વાતોનું ચંદનલક્ષ્મીની કર્ણેન્દ્રીય પર પત્થર પર પાણીજ થતું.

" છોકરીને તો પારકે ઘેર મોકલવાની એટલે તેને ભણવું શું અને ગણવું શું, ખબરદાર જો પ્રેમમાળાને કાલથી નિશાળે મોકલી તો તમારી વાત તમે જાણ્યા ! ! વિગેરે વિગેરે મહા વાકયોનો વરસાદ મનમોહનદાસના ઉપર વરસતો, તેથી તે બિચારાએ કંટાળીને પ્રેમમાળાની નિશાળ

બંધ કરી. અસ્તુ, પણ કૃષ્ણલાલને બાળલગ્ન રૂપી જ્યોતી મય જાજવલ્ય માન જવાળામાં હોમવા ઉપરાંત પુત્રીનો પણ ભોગ આપવા આ અશીક્ષિત માતા ચુકી નહોતી. તેણે જ્યારે પ્રેમમાળાની ઉંમર સાત વર્ષની તદ્દન અણસમજુ અવસ્થામા હતી ત્યારે તેનાં લગ્ન પાંચ વર્ષની વયના દુનીઆમાં લેખાવતા કુળવાન વરની સાથે કરી નાખ્યાં હતાં જ્યારે પ્રેમમાળાના પતિને પુરૂ બોલતાં પણ નહોતું આવડતું તેની આજુબાજુની પરિસ્થિતિના સંસ્કારો વિચિત્ર હોવા ઉપરાંત તેની જીભ જરા ચોટતી હતી. આવી સ્થિતિમાં પ્રેમમાળા રૂપી રત્ન પત્થર પર પછાડવામાં આવ્યું હતું છોકરો ધીમે ધીમે સાધારણ બોલતા શીખ્યા પછી તેને નિશાળમાં મુકવામાં આવ્યો. તે બુધ્ધિશાળી હોવાથી ગુજરાતી ચાર ચોપડીઓ થોડા વખતમાં ભણ્યો, પણ એક દિવસ નિશાળમાં હિસાબ નહિ આવડવાથી માસ્તરે તેને માર્યો તેથીજ તેણે નિશાળે જવાનું મુકી દીધું. "રાંડીપુત્ર શાહજાદા" અહિંઆં પણ તેમજ હતું પ્રેમમાળાના પતિનો બાપ તેની બાલ્યાવસ્થામાંજ મરી ગયો હતો. તેથી તેની વિધવા માતા સિવાય તેની સંભાળ લેનાર કોઇ નહોતું. બે વરસ સુધી નિશાળ છોડયા પછી તે ગામમાં આમતેમ ભટકવા લાગ્યો અને તેને બીજા કેટલાક દુષ્ટ છોટરાઓની સોબત થઈ. **बलियसी केवल मिश्वरेच्छा.** ઈશ્વર ઇચ્છાજ

બાલવતી છે. એક દિવસે તેની માતા સાથે ઘરમાં લઢવાડ થવાથી તે કંઈક નાશી ગયો હતો. અને તેનો આજ પર્યંત કોઈપણ જાતનો પત્તો નહોતો.

પ્રેમમાળાના પિતાને જયારે આ વાતની ખબર થઈ ત્યારે તેમણે પોતાના જામાતૃની શોધ કરવામાં સારો પૈસા બગાડયો હતો, કુવા, તળાવો, વિગેરે શોધાવ્યાં હતાં, આ ઉપરાંત પરગામના પોતાના કેટલાક મિત્રોને પણ તેની નિશાનીઓ વિગેરે લખીને તપાસ કરવા સુચવ્યું હતું. પરન્તુ સર્વ વૃથા ગયું, અને તે ન જડયો તે નજ જડયો. અત્યારે પ્રેમમાળાની ઉંમર સત્તર વર્ષની હોવાથી યુવાવસ્થા એ તેના તન સરોવરમાં સ્નાન કરવા માંડયું હતું, તેના પ્રત્યંગો અત્યારે પ્રાતઃકાલીન પદ્મની માફક વિકસિત બન્યાં હતાં, પણ ભોગી ભ્રમર વિના સર્વ નકામું હતું. પોતાના વિયોગી પતિના સંપુર્ણ અભાવથી પ્રેમમાળા પથારીમાં પડી પડી નિદ્રા નહિ આવવાથી નિચે પ્રમાણે ગાયન બોલવા લાગી.



" મારૂ જોબન ઝોલાં ખાય
મારૂં મનડું બહુ અકળાય
રસીક વરના વિના વિતી જુવાની જાય

રસીક વરમાં વિના
મદન બાગ ખિચ્યો છે ભારી
*   મનના તરંગ ઉભરાતા.   મારૂં જોગન૦

આ પ્રમાણે બોલતી પ્રેમમાળા આંખો બંધ કરીને શય્યામાં શાન્ત પડી હતી. રાત્રી ઘણી જવાથી શિતલ પવન વાવા લાગ્યો હતો તેથી પ્રેમમાલાનું ચિત્ત કંઈક સ્થિર થયું ને જગતને ઝીવાડતી નિન્દ્રા દેવીએ હવે આ વિરહીણી પ્રેમમાલાને પણ પોતાના અંકમાં લીધી ને મધુર વાદ્ય વગાડી પ્રેમમાળાના શયન ગૃહને ગજાવી મુક્યું.

શ્રી.

## પ્રકરણ ૩ જું.

# " ચક્ષુરાગ કે દ્રષ્ટિ મિલન. "

The sun in heaven was shinig gay,
All things were joyful on that day
Love works a different way in different minds:
The fool enlightnens and the wise he builds.

*" R, Southy. "*
*& " Dryden "*

---

* કળીયુગની સતી નાટક.



પ્રાતઃકાલનો સુવર્ણમય સમય ઝળહળી રહ્યો હતો. મધુરા મધુરા ઠંડા પવનની આનંદમય લહરીઓ પ્રાણી માત્રના દિલને આનંદ આનંદ આપી રહી હતી. ભગવાન સવિતા નારાયણ પૂર્વાકાશમાં ધિમે ધીમે ઊદય પામતા હતા. સુવર્ણપુરની સન્નારીઓ મુગ્ધ કંઠેથી "જાગને જાદવા કૃષ્ણ ગોવાળીઆ; તુંજ વિના ધેનુમાં કોણ જાશે." "ઉઠ પ્રભાતમાં દીઠ અકોરમાં ઠીક ઠાકોર શું મન મોહ્યુ" વિગેરે વિગેરે પ્રભાતીયાં મધુર કંઠથી લલકારી રહી હતી. કેટલીક માતાઓ પોતાને ગ્રહકાર્યમાં પ્રવૃત થવાનું હોવાથી પોતાનાં વ્હાલાં શિશુઓને ઉધાડવા ને માટે કોમળ કંઠથી મધુરાં હાલરડાં ગાઇ રહી હતી. વહેપારીઓ પોતાની દુકાનો ઉઘાડી વાળી ઝુડી સાફ સુફ કરવાની ગડમથલમાં હતા. બજારમાં કાછીઆઓ મોટા રાગડા કાઢીને એ૦૦૦૦૦૦૦ ભાજી પૈસાની બસેર૦૦૦૦૦૦૦૦ સુરણ ટકાનું શેર૦૦૦૦૦૦૦૦ ઈત્યાદી શબ્દો ખુબ લલકારીને બોલવા મંડી પડ્યા હતા. ગ્રાહકો પણ જે વધારે લલકારીને બોલતા તેને ત્યાં માલ ખરીદવા કે ભાવ પુછવા વિશેષ જતા તેથી તેમની [ કાછીઆઓની ] લાંબા ટુંકા રાગડા તાણવાની સ્પર્ધા થતી. દુધ વેચનારીઓ પણ

માથા ઉપર પોતાની તાજી અજવાળેલી તાંબડીઓ મુકી ઠેકડા ભરતી ત્વરાથી ગમન કર્યા કરતી હતી.





આવી રીતે સુવર્ણપુરમાં પ્રભાતનો પ્રભાવ પ્રસરી રહ્યો હતો. સુવર્ણપુરના નામાંકિત શેઠ મનમોહનદાસના મકાન ની સામેની બાજુએ એક બે મજલાનું સાધારણ સ્થિતિ નું ઘર આવી રહ્યું હતું તેમાં બનસીધર કરીને એક યુવક અને તેની માતા, આ બેજ જણ રહેતાં હતાં, હાલમાં કેટલાક દિવસથી ઘરમાં બનસીધર સિવાય પુરૂષ વર્ગમાં કોઇ ન હતું. અત્યારે બનસીધર મેટ્રીકયુલેશનમાં અભ્યાસ કરતો હતો, અભ્યાસ કરવામાં અને ઘર ખર્ચ ચલાવવામાં તેને પૈસાની પુષ્કળ જરુર પડતી. પૈસા ઘરમાં કોઇ કમા-નાર નહતું. બનસીધર હાલ અભ્યાસ કરતો હોવાથી તે પૈસા કમાઇ શકે તેમ નહતું. તેનો બાપ તેને પાંચ વર્ષનો મુકીને અમેરિકા કાંઇ નોકરી કરવાના બહાનાથી રવાના થઇ ગયો હતો, તેનો અદ્યાપી પર્યંત પત્રવ્યવહાર કે ખબર અંતર પણ નહોતી. બનસીધરની માતાનું નામ મૈનાવતી હતું. પતિના પરદેશ ગયા પછી તે બિચારીએ પોતાના દિવસો મહા મુશ્કેલીએ પસાર કરવા માંડ્યા

આગળ જતાં તેને પોતાના ઘરેણાં ગાંઠાં વિગેરે વેચીને ઘર ખર્ચ ચલાવવો પડ્યો. બનસીધર દિવસે દિવસે મોટો થવા લાગ્યો, અને ગુજરાતી સાતમી ચોપડીમાં પહેલે નંબરે પાસ થયો અને સારૂં ઇનામ મેળવ્યું. આથી મનમોહનદાસે તેને પોતાનો એક ગરીબ નિરાધાર પાડોશીનો પુત્ર જાણી માસીક રૂા. ૭ તેનો અને મૈનાવતીનો ગૃહ ખર્ચ નભે એ હેતુથી આપવાના ઠરાવી ઇંગ્લીશ ભણવા બેસાડયો.

મૈનાવતી અને ચંન્દનલક્ષ્મી બંને પડોશણો હતી, એટલુંજ નહિ પણ બંને ખરેખરી બહેનપણીઓ હતી. મૈનાવતીએ એક દિવસ વાતમાં વાત કાઢીને, ચંન્દનલક્ષ્મીને કહ્યું કે " જો મારો બંસીઓ આ સાલ સાતમી ચોપડીમાં પહેલે નંબરે પાસ થયો !

" હા બહેન બહુ સારૂં થયું " ચન્દનલક્ષ્મીએ કહ્યું.
" હવે સારું ! અને ખોટું ! બહેન અમારૂં ગરીબનું નસીબ ગરીબ કેની, જો અત્યારે એનો બાપ ઘરમાં હોત તો જરૂર એને અંગ્રેજી ભણવા બેસાડત ! પણ હું શું કરૂં તું જાણે છે કે હું દિવસો કેવી રીતે કાઢું છું ! " મૈનાવતીએ કહ્યું. " કાંઈ ફીકર નહિ બેન હું આજે એમને [ મનમોહનદાસને ] તમારે વિષે કહીશ. અને ઘણે

ભાગે માસીક રૂપીઆ સાતેક અપાવીશ. તેથી તમારૂં ગાડું ધીમે ધીમે ચાલશે." ચન્દનલક્ષ્મીએ કહ્યું. "વારૂ બહેન" મૈનાવતીએ કહ્યું. આ વખતે મૈનાવતીના ગળગળા ગળામાંથી, "વારૂં બહેન" એવા આભાર પૂર્ણ શબ્દો દરરોજના કરતાં બહુજ જુદી રીતે નિકળ્યા હતા. તેના હૃદયમાં ચારે નિરાશામાં આશારૂપી બીજને અંકુરો ફુટવા માંડ્યા હતાં.

ચન્દનલક્ષ્મીએ તે દિવસે મનમોહનદાસને આ વાત કહી અને બનસીધરને માસીક રૂપીઆ સાત આપવાનું પણ કહ્યું. મનમોહનદાસને પણ આ વાત સારી લાગી. તેથી તેણે તેને માસિક રૂા. ૭ ની સ્કોલરશીપ આપવા માંડી હતી, અને વધારેમાં યથા સમય ઉપયોગી પુસ્તકો, કપડાં વિગેરે પણ આપતા હતા. આથી બનસીધર પોતાનો અભ્યાસ ચલાવી શક્યો હતો. અને આજ સુધીમાં તે મેટ્રીક્યુલેશન સુધી આવી પહોંચ્યો હતો.

બનસીધર અત્યારે ખરેખર બનસીધરજ બન્યો હતો. મનમોહનદાસ તરફથી તેને દ્રવ્યની પુસ્તકોની અને લુગડાં વિગેરેની મદદ આવી પહોંચવાથી જેમ અધુરો ઘડો છલકાય તેમ પોતાની પાછલી સ્થિતિને વિસરી જઇ હાલના જમાનાની અપટુડેટ ફેશનમાં રહેવા લાગ્યો

હતો. આવી રીતે બનસીધરની કાર્ય વાહી ચાલતી હતી. આજરોજ મનોહર પ્રભાતમાં શય્યા ત્યાગ કરી. બનસીધર પણ ઉઠયો, અને પોતાની પરમપ્રિય બંસરીને હાથમાં લઇ વગાડતો વગાડતો જરૂખામાં આવી એક તુટેલી ખુરશી પર શરીર ટેકવી બેઠો અને વિવિધ જાતનાં ગાયનો બંસરીમાં સુર મેળવી વગાડવા લાગ્યો.

ખરેખર શ્રી કૃષ્ણ પરમાત્માએ પણ પોતાની મધુરી મોરલીથીજ ગોપીકાઓનાં ચિત્ત હરણ કરી લીધાં હતાં ! બનસીધર પણ તેમ કંઇક વિજયી નિવડયો ખરો ! !

થોડીજ વારમાં સામેની બારી ફટા ફટ ઉઘડી અને અતિ બારીક શ્વેત વસ્રમાં પોતાના સુકુમાર શરીરને પરિધાન કરેલી, અને યૌવનની પુર બ્હારમાં ઝુલતી તરુણી સામેના ઝરુખામાં જેમ વાદળાંમાં ઘેરાયલો ચંદ્રમા એકદમ પ્રગટ થઇ વિશ્વને પોતાનો પ્રભાવ બતાવી તેજમાં આંજી નાખે છે તેમ પોતાના મુખ ચંદ્ર મંડલના નેત્ર રશ્મીથી બનસીધર ઉપર પોતાનાં શાન્ત કીરણો ફેંકવા લાગી. બનસીધરની દ્ર પણ બારી ઉઘાડવાના અવાજથી ઝરૂખામાં કયારનીએ ઠરી ચુકી હતી. બંનેની સ્નેહધારા શરૂ થતાં વારજ પરસ્પર દૃષ્ટિ મિલન થયું અને અપ્રતિમ આનંદ રસ શરીરમાં નહિ સમાઇ શકવાથી, મુખદ્વાર-

થી હાસ્ય રૂપે ઝરવા લાગ્યો. થોડીવાર પરસ્પર હાસ્ય થયા પછી જેમ દુધ અને છાશનું સંમિલન થતાં, વિકાર યુક્ત દધિ ઉદ્દભવે છે, તેમ આ પ્રણયી જોડું ભેગાં થતાં વિકાર યુક્ત પ્રેમ કે અવિકારી પ્રણયે જન્મ લીધો અને સ્વર્ગિય અવર્ણનીય આનંદ આપનારૂં મધુરૂં ચક્ષુરાગ કે દ્રષ્ટિ મિલન શરૂ થયું.

પાઠક ગણ ! મ્હારે તમને જણાવવાની જરૂર નથી કે જરૂખે ઉભેલી તે પ્રણય પ્રતિમા તે પ્રેમમાળાજ હતી.



બનસીધર કેટલીક વખત પ્રેમમાળાની સામું જોતો, અને ક્ષણવાર વિચાર વારિધિમાં ગોથાં ખાતો. બિચારા બનસીધરનું હૃદય અત્યારે બન્ને બાજુથી ગુંચવાતું હતું, ઘડીમાં વિચાર કરતો કે હું આ શું કરૂં છું ? હું કોણ ? કયાં અમારી ગરીબ કંગાલ હાલત ? અને કયાં આ રસ થી ભિંજાએલી રસીકડી ? ખરેખર મનમોહનદાસ હાલ એક મારા પોષક પિતા છે. માટે હૃદય તું સ્થિર થા ! મન તું સાવધાન બન ! વિગેરે વિગેરે વિચાર શ્રેણીમાં ઝુલતો. પણ જ્યારે ઉંચું જોતો ત્યારે સર્વ વિસરી જતો, અને પ્રેમમાળાના પ્રેમપાસ આગળ સર્વ તેને તુચ્છ ભાસતું હતું. પ્રેમમાળા પણ બનસીધરનાં મુખ ઉપર

જાદુની અસર માફક થતા ફેરફારો નિહાળી રહી હતી. જ્યારે બનસીધરે ઉંચી દૃષ્ટિ કરી ત્યારે,

***Oh ! my dear will you give me your heart ?***

એવા શબ્દો બહુજ ધીમેથી, પણ જાણે ફોનોગ્રાફની પ્લેટમાં તાલ બંધ વાગતા હોય ! તેમ મધુર રણુકાર યુક્ત તેની કર્ણેન્દ્રિય પર પડ્યા, અને તે તરતજ આજુ-બાજુ જોઇ બહુ ધીમેથી બોલ્યો—

***O' yes my most beloved Prema-mala I will...................***

આ વાક્ય જ્યાં પ્રેમમાળાની કર્ણેંદ્રિય ઉપર પડ્યું કે તરતજ "મોટાં બેન બા સાહેબ નિચે બોલાવે છે" એવા શબ્દો પ્રેમમાળાએ પોતાના ઘરમાં સાંભળ્યા "એ આવી" એમ કહી પ્રેમમાળા ઘરમાં જતી વખતે પોતાના રક્ત પદ્મની રતાશની લાલી યુકત ગુલાબી ગાલ અને પ્રવાલ સમ ઓષ્ઠમાં સંતાડેલી દાડીમ કળીઓ જેવી દંત પંક્તિ વિકાસી મધુર અટ્ટ હાસ્ય કરી, બનસીધર તરફ પુનઃ દૃષ્ટિ પાત કરી, તિવ્ર કટાક્ષ મારી બનસીધરનું

હૃદય ભેદતી મંદમંદ સ્મીત કરતી જરૂખામાંથી અદૃશ્ય થઇ ગઇ !





## પ્રકરણ ૪ થુ.

## “ ખુનની તપાસ ”

“ દિલગિરી દિલની દૂર કરવા ઘટઘટાવું શરાબને,
મૂજ હૃદયનો પરિતાપ હરવા ઘટઘટાવું શરાબને,
આનંદ લહરીમાં ઊછળવા ઘટઘટાવું શરાબને,
મસ્તીમાં મસ્તાન બનવા ઘટઘટાવું શરાબને.










રાત્રીના નવેક વાગ્યાનો સુમાર થયો હતો. નિશાનાથ વ્હાલી નિશા-સુંદરીના શામ વસ્ત્રમાં લપાએલા હતા. ઠેર ઠેર તમરાંઓ પોતાનો અખંડીત રવ કરી રહ્યાં હતાં. ક્વચિત્ ઘુવડનો કઠોર શબ્દ સંભળાતો હતો. નિશાચરો અત્યારે સ્વચ્છંદથી વિહાર કરી રહ્યાં હતાં. નગરના રસ્તા ઉપર કોઇનો પગરવ જણાતો ન હતો કિન્તુ પ્રકરણ એકમાં વર્ણવેલા જલાશયની પાળ ઉપર

અત્યારે કોઈએક મનુષ્યાકૃતી વ્યગ્ર ચિત્તથી આજુબાજુ જોતી ચમકતી કદી કંઇ અવાજ થતાં ઝાડની ઓથે સંતાઇ જતી. આવી રીતે વિચિત્ર ગમ્મતમા આપણે જોઇ શકીએ છીએ. થોડીવાર પછી આ શ્યામ વસ્ત્રમાં પરિધાન થયેલી મનુષ્યાકૃતી પૂર્વ દીશા તરફ ચાલવા માં-ડી. અને સિધા ધોરી રસ્તા ભણી નહિ પ્રસાર થતાં, તે તો આડે અવળે માર્ગે ચાલવા માંડી તેથી તદન અજાણ્યા ખાડા ટેકરાવાળા, અને કંટકપૂર્ણ માર્ગમાં આપણે તેની પછવાડે જવાની જરૂર નથી. સુજ્ઞ વાંચક વૃન્દ તેમની દૃષ્ટિ સમક્ષ બનેલા ગોર્વીંદના ખુનનો બનાવ વિસરી ગયા નહિ હોય ? ગોવીંદના ભૂશાયી થયા પછી તેના મરણના સમાચાર વાયુ વેગે આખા નગરમાં પ્રસરી ગયા હતા. સરકારી પોલીસ ગેટમાં તે વાતની ખબર પડતાંજ કૉન્સટેબલ વિગેરે સરકારી મંડળે આવી પંચક્યાસ કરી મુડદું બાળી દેવા પરવાનગી આપી. અને ખુન થવાના કારણોમાં ગોર્વીંદના કયા કયા દુસ્મનો છે. તથા એનું કોઈ ખુન કરે તેવું એણે કયું કામ હાલમાં કર્યું છે, અથવા પહેલાં કોની કોની સાથે અણબનાવ હતો, ઈત્યાદી પ્રશ્નો પુછયા. પણ ગોવીંદને તેમાંનું કશું હતુંજ નહિ. તેથી શેઠે સાફ ના પાડી અને આવું અચાનક ખુન થવાનું શું કારણ હશે ? તથા મારનાર ખુનીને દોડતો લગભગ તેમણે

કઇ દિશામાં જોયો હતો. વિગેરે પ્રશ્નો પુછી કોન્સટેબલ સાહેબ સ્વથાને ગયા.

પંચ, વીખરાઈ ગયા બાદ આપણા કોન્સટેબલ સાહેબ ઍન્ટ પર આવ્યા. થોડી વાર શાન્ત બેઠા, હુકો ગગડાવ્યો, પણ ઝંપ નહિ વળવાથી ગુન્હેગારોને પકડવાની હાથ કડી પોતાની ગજવામાં રાખી તદન સાદા પોશાકમાં કોઇને કહ્યા વગર રવાના થઈ ગયા. ઘણી વખત તે કેટલાક કેસોની તપાસ માટે ચુપ ચુપ ચાલી જતા, અને ઘણે ભાગે ફતેહ પામીનેજ આવતા. તેથી તેમના જવાથી કોઇને આશ્ચર્ય થયું નહિ. ચાલતાં ચાલતાં તેમણે માઈલ દોઢ એક મજલ કાપી નાખી અને એક નદીના કિનારા ઉપર આવી પહોંચ્યા. અહીથીં તેમને ઘણે દુર એક દીવો દેખાયો. થોડી વારમાં તે દીવો બંધ થયો. હજુ તેમની તિવ્ર આંખો તો ત્યાંજ ઠરેલી હતી. એટલામાં તેમણે કોઈ તદન કાળાં વસ્ત્ર ધારી મનુષ્યાકૃતિ તે તરફ દોડતી જોઈ દીવોજે જગ્યાએ હતો તે જગાએ એક ઘાસની બનાવેલી નાની સિકડા ઝુંપડી હતી. તેથી આ માણસ ત્યાંજ જતો હશે એમ કોન્સટેબલ સાહેબે ધાર્યું તુર્ત તે મનુષ્યા કૃતિ પૂર્વ વેગમાં દોડતી તેઝુંપડી પાસે આવી પહોંચી. દીવો ફરી દેખાયો અને બંધ થયો. આથી કોન્સટેબલે ધાર્યું કે આ માણસ સદર ઝુંપડીમાંજ ગયો અને ઝુંપડીમાં તેના સિવાય બીજું કોઈપણ હોવું

જોઇએ. ખરેખર તેમજ હતું ઝુંપડીમાં તેના સિવાય કોઇ પણ હતું.

નદીમાં આ વખતે વિશેષ પાણી ન હતું તેથી તેમને સામી પાળ જવાને બહુ અડચણ પડી નહી. સામે પાળ ઉતરી તેમણે ખાડા ટેકરાવાળી જમીનમાં પણ સુર સપાટે પુર ઝપાટે ચાલવા માંડયું. કોણ જાણે કેમ ? જેમ જેમ તે ઝુંપડીની પાસે આવતા ગયા તેમ તેમ તેમણે બિલાડી પોતાનો શિકાર તાકતી વખતે જેટલી સ્થિર બની જાય છે. તેના કરતાં પણ આ બાહોશ કોન્સ-ટેબલે વધુ સ્થિરતા ગૃહણ કરી અને ઝુંપડીની તદન નજીક આવી અંદરની વાતચિત સાંભળવા લાગ્યા. ઝુંપડીમાં એક માણસ બીજાનો ખભો થાબડતો શાબાશ! શાબાશ! કરતો હતો. થોડીવારમાં બીજો બોલ્યો “ હાં ! હવે જરા શરાબ પાણી થવા દો, જેથી આનંદની ઠંડી લહરીઓ શરુ થાય. કોન્સટેબલ બહારજ ઉભેલા છે, તેઓ વિચાર કરે છે કે ખુની જો કોઈ હોય તો આજ હોવો જોઇએ. આવા સંકલ્પ વિકલ્પ ચાલતા હતા. તેવામાં તેમણે ઝુંપડીમાં “ દીલગીર દીલની દૂર કરવા ઘટઘટાવું શરાબ ને. ” વિગેરે, વિગેરે વાકયો સાંભળ્યાં. તેમણે ધાર્યું હવે આ લોકો નિશામાં આવી જશે અને તેમની વાત-ચિતથી કેટલીક ઉપયોગી બાતમી પણ મળી આવશે.

તેથી તે બહાર જેમના તેમ આતુરતાથી વાત સાંભળતા ઉભા હતા.

થોડીવારમાં ઝુંપડીમાં દીવો બંધ થયો અને કોઇ બોલતું સંભળાયું નહિ તેથી કોન્સટેબલે ધાર્યું કે એ લોકો લઈ થઇને પડ્યા હશે. માટે હવે પ્રગટ થાઉં. તુર્ત તેમણે બારણું ઉઘાડવા માટે કેટલીક બુમો પાડી પણ જવાબ નહી મળવાથી ગુસ્સે થઇ ઘાસનું બનાવેલું પણ મજબુત બારણું ભાંગી નાખ્યું. અને ઝુંપડીમાં જોયું તો ત્યાં તદન અંધકાર પોતાનું સામ્રાજ્ય ચલાવતો હતો. તેથી તેમણે પોતાની પાસેથી એક ચોર ફાનસ કાઢી સળગાવી અંદર પ્રવેશ કર્યો.

ઝુંપડી તદન સાફ હતી, તેમાં એક ખુણા ઉપર દારૂનાં પડેલાં ટીપાં ગંધાતાં હતાં, એક બાજુએ એક તદન જીર્ણ દેવદારની ભાગેલી પેટી પડી હતી. આ સિવાય ઝુંપડીમાં કંઈજ નહતું તેમ બીજું દ્વાર પણ નહતું. આથી આ બાહોશ કોંન્સટેબલ પણ આશ્ચર્ય ચકિત થઈ ક્ષણવાર વિચાર કરતો ઉભો !



શ્રી.

## પ્રકરણ ૫ મું.

# ખુની કોણ?

ના કર્મ કાળું કો દિ, રહેશે, છાનું ધરા કે આભમાં;
પળ એકમાં તે પ્રકટ થાશે ઝાલ્યું નહિ રે, હાથમાં.

વાંચક વૃન્દ ? મોટાં ભવ્ય મકાનોની, માધુર્યતા અથવા પ્રસિદ્ધ પ્રાસાદોની અદ્દભુત સૌન્દર્ય તા, વિશાળ નગરની, મનોહર રચના, આકાશની અનુપમ શોભા કીરતારની દુસ્તર ખુબી જયારે તમો નિહાળો છો ત્યારે શું ? તમારા મન પર વિચિત્ર અસર નથી થતી ? અલબત ! થાય છે જ, તેનું કારણુ શું હશે ?

અનન્ત શક્તિમાન ઇશ્વરની અગાધ લીલા કે અનુપમ ચમત્કૃતિ જો કદી તે મનુષ્યકૃતી છે, એમ તમને ભાસતું હોય તો જરૂર માનજો કે એમાં ભુલ થાય છે, વળી જો એમ લાગતું હોય કે એ કુદરત છે તો હું તમને એમજ કહું છું કે, કુદરત એજ ઇશ્વર છે. એજ સર્વનો નેતા અને એજ તમામ પ્રાણી પદાર્થ કે આકાશના ગ્રહમંડલ નો પણ પ્રેરક છે. આ દુનીઆમાં ઇશ્વરનાં ઉત્પન્ન કરેલાં

પ્રાણીઓ જે, જે સારાં કૃત્યો કરે છે. તે દરેક કૃત્યની પ્રેરણા પ્રભુ પોતેજ કરે છે, વળી જો તમને એમ લાગતું હોય કે આ સાથે ખોટાં કૃત્યોનો પણ પ્રેરક ઇશ્વરજ હોવો જોઈએ. તો એમ નથી તે તો તે પ્રાણીના પુર્વ જન્મના સંસ્કારો કે કામ ક્રોધ અથવા રજો ગુણ છે. તેનું કારણ દેખીતું છે કે જયારે મનુષ્ય દુષ્ટ કર્મ કરવા તૈયાર થાય છે ત્યારે તેના હૃદય મંદીરમાં વિરાજમાન થયેલો ઇશ્વર તેને સ્પષ્ટ કહે છે, કે ભલા માણુસ! તું આ ખોટું કરે છે આથી ત્હુને ભવિષ્યમાં આ'વી આ'વી જાતનાં દુઃખો ભોગવવાં પડશે. અથવા તો સરકાર ત્હુને અમુક પ્રકારની સજા કરશે. વિગેરે વિગેરે ત્હુનો આત્મીય પરમાત્મા ત્હુને સ્પષ્ટ કહે છે. પરન્તુ પંચમહાભૂતના બનેલા પુતળામાં કામ, ક્રોધ અને રજો ગુણનું પ્રમાણ વિશેષ હોવાથી, તે ઇશ્વરના આ, અમુલ્ય બોધને વિસરી જાય છે અને પાપ, કર્મમાં પ્રેરાય છે. અસ્તુ. આ સ્થલ આપણે ત્હેનો વિચાર કરવા માટે નથી. માટે હવે આપણે આપણા મુળ વિષય તરફ દ્રષ્ટિ ખેંચીએ. અત્યારે આપણી દ્રષ્ટિ સમક્ષ એક પ્રાણી પુષ્કળ મદીરાપાનમાં મસ્ત બની પોતાના શરિરના ભાનને પણ ભુલી જઈ, અસ્વસ્થ અવસ્થામાં એક ઓરડાના ખુણામાં પડેલો જોઇએ છીએ.

ત્હેને ઊંઘ બીહકુલ આવતી નથી થોડીવારે થમકીને જાગે છે. આમતેમ જુએ છે, વળી નિશા ની લહરી આવતાં પાછો ધાગડીમાં પડીને આળોટવા મંડી પડે છે. હવે તે પથારીમાં બેઠો થયો અને બોલવા લાગ્યો ' ઓલ્યો મારી હાહુનો કણીઓ બડો લુચ્ચો દેખું ! એણે મુને રૂપૈયા સો આપવાના કીધા તે ઈની લાખો રૂપીઆની દોલત ઉપર ઇતો ઠીક છે, કે માતા ભવાંની ખપ્પર જોગણીનો પડછો મ્હારી કને હાચો, તે હઉ હીધું વેતરાણું, ભલે જોગણી ભલે, તીં પણ ઈ ઠીક કીધું, પણ એક ખોટું કીધું માળા ગોવીંદીઆનો નકામો ભોગ લીધો. ' ઈત્યાદી દારૂના ઘેંન માં લવવા લાગ્યો.

પાઠક ! આજ આપણા ગોવીંદનો ખુની હતો, તેણે કાંઇ આ પહેલુંજ ખુન કરેલું નહતું, આ સિવાય તેના હાથ નિચે કેટલાક બદનસીબ પુરૂષોના ખુન પણ થઈ ગયાં હતાં. કેટલીક પ્રતિવૃતા સ્ત્રીઓનાં પાતિવૃત્ય તેણે ભંગ કર્યાં હતાં, અને કેટલાંક નિર્દોષ બાળકોના તેણે ભોગ લીધા હતા. તે પોતે એક વટલી ગયેલો રજપુત હતો, અને કેવળ દ્રવ્ય મેળવવાની તુચ્છ લાલસાથીજ તે આવાં દુષ્ટ કૃત્યો માં પ્રેરાયલો હતો. ગોવીંદના ખુન કરવામાં પણ તેનો દ્રવ્ય મેળવવા સિવાય બીજો કોઈપણ ઉદ્દેશ ન હતો. એમ તેના બોલવા પરથી સ્પષ્ટ માલમ પડી આવે છે.

છાયાપુરીમાં કસ્તુરચંદ નામે એક વાણીઓ રહેતો હતો અને તેણેજ આ દુર્ગુણસિંહને, ( પાઠક ગણ જાણશે કે ખુનીનું નામ દુર્ગુણસિંહ હતું ) આ કામમાં પ્રેર્યો હતો પરંતુ કસ્તુરચંદે કાંઈ ખાસ ગોવીંદનું ખુન કરવા માટે દુર્ગુણસિંહને મોકલ્યો ન હતો, તેનો ઉદ્દેશ બીજોજ હતો તે તમો આગળ ઉપર જાણશો. હવે આપણે કોન્સટેબલના ઝુંપડામાં પ્રવેશ કર્યા પછી શું બન્યું તે તરફ નજર કરીએ. એક હાથમાં ફાનસ પકડી કોન્સટેબલ આશ્ચર્યથી ઝુંપડીની ચારે બાજુ પોતાની તિવ્ર દ્રષ્ટિથી નિહાળી રહ્યા છે. તેમને કંઈ દ્વાર કે માર્ગ જડતો નથી. ફક્ત ઝુંપડીના એક ખુણામાં એક દેવદારની પેટી પડેલી હતી. તેમાં શું છે, તે જોવાને માટે કેવળ કુતૂહલ દ્રષ્ટિથી તેની પાસે આવ્યા અને ઉઘાડી જોતાંજ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા. તેમણે શું જોયું ! પેટી નીચે પાટીઆં જડેલાં નહતાં પણ તેની નિચેથી નિચે ઉતરવાની ઈંટોની બનાવેલી સાદી સીડી નજરે પડી. બાહોશ કોન્સટેબલ કશાથી ડરે તેમ નહોતા. તેમણે ફાનસ આગળ ધરી સીડીમાં નીડર-પણે, ઉતરવા માંડયું. સીડી બહુ મોટી ન હતી, લગભગ પંદર, સોળેક પગથીઆં વટાવી તે જમીન પર આવી પહોંચ્યા. ત્યાં તેમને માલુમ પડયું કે એ બે ખંડ પાડેલા ભોંયરામાં તેઓ આવી પહોંચ્યા હતાં. સામા ઓરડામાં એક

કોડીઆમાં દીવો ડગુમગુ ડગુમગુ થતો ઓલવાઇ જવાની તૈયારી કરતો હતો, એક બાજુએ સફેદ થોભીયાં વાળો પાકટ વયનો પુરૂષ અને એક મજબુત બાંધાનો તરૂણ બંને પડ્યા હતા. તરૂણ તદન બેભાનજ હતો. અને વૃદ્ધ થોડીવારે મગતરાં કરડવાથી તેના ગાલ ઉપર, પગ ઉપર, તમાચો મારતો હતો. પથારીમાં નિશામાં ચકચુર પડેલા દુર્ગુણસિંહને ક્વચિત હાલતો જોઇ કોંન્સટેબલે ધાર્યું કે તે જાગતો હશે. તેથી તે ફાનસ ધીમું કરી તેના ઓરડાંમાં ઉભા રહી બારિકીથી ચારે દિશાએ જોવા લાગ્યા, તો તેમણે ઓરડાની દીવાલ ઉપર એક બાજુએ ઢાલ, તરવાર, બરછી, ભાલો, તમંચા વિગેરે ટાંગેલું જોયું, જે વખતે દુર્ગુણસિંહ બડબડતો હતો તે વખતે આપણા આ બાહોશ કોંન્સટેબલ ઉભા ઉભા બારીકીથી સાંભળતા હતા અને તે બોલતો બંધ થયો કે દીવો બંધ થઈ ગયો. હવે કોંન્સટેબલે પોતાના ફાનસનો પ્રકાશ વધારી આગળ ચાલવા માંડયું, અને દારૂની ઘેંનમાં તદન અસ્વસ્થ બનેલા આ ઇસમોને હાથ કડી પહેરાવી મુસ્કીટાટ બાંધી ઘસડતા પસડતા ભોંયરાની બહાર ખેંચી ગયા.



## પ્રકરણ. ૬ ઠું.

# લવલેટર કે પ્રણયપત્રિકા.

जयत्य पूर्वं पाण्डित्य महोकुसुम धन्वनः
आविरिञ्च प्रपञ्चैक समप्रद..य प्रवर्तकम् ॥ १ ॥

શ્રૃંગારતિલક.

બપોરના એક વાગ્યાનો સમય છે. પ્રેમમાળા જમીને હમણાંજ ઉપર આવી છે. એક બે વખત બારીએ જઈ આંટા મારી આવી હતી, પણ પોતાનો હૃદય દેવ બનસીધર, નજરે પડયો ન હતો. તેથી એને ચેન પડતું નહિ. અંદર આવી વિચાર કરવા લાગી કે અહા ! બનસીધર, પ્રિય બનસીધર ! ખરેખર તું તો કામદેવનીજ મૂર્તિ છે, તું જો કે ગરીબ છે તોપણ ત્હારી પાસે શું નથી, રૂપ છે, ગુણ છે; આ સિવાય ત્હારામાં સર્વોત્તમ પ્રેમ છે હવે તારે શાની આવશ્યકતા છે ? ખરેખર આ પ્રેમમાળાનું પણ પૂર્ણ ભાગ્ય કે ત્હારો પ્રેમ મેળવી શકવાને ભાગ્યશાળી થઈ છે. અલબત ! બનસીધર જો કે હવે તું મારો થઇ ચુકયો છે તેમજ આ હૃદય

પણ તને અર્પણ થઈ ચુક્યું છે; હવે જો કદી ત્હને દ્રવ્યની જરૂર પડશે, તો ત્હારા પ્રેમની ખાતર આ સમસ્ત વિશ્વને પણ તુચ્છ ગણી જે જોઈએ તે આપવાને ત્હારી પાસે એક પગે ખડી છું, માટે માગ! બનસીધર માગ! બનસીધર જે જોઇએ તે માગ! પ્રેમમાળા આ વિચારમાં પોતાના દેહના ભાનને પણ ભૂલી ગઇ હતી. "ચાલ બોલ! બનસીધર મોઢું બોલ! પણ કોણ બોલે? અત્યારે પોતાની પાસે બનસીધરે ન હતો, તેમ કોઇપણ નહતું. પ્રેમમાળાએ જયારે પોતાની બંધ કરેલી આંખો પુન: ઉઘાડી ત્યારે ત્હેને માલુમ પડયું કે હું તો મ્હારા ઘરમાંજ છું. "ઠીક ઠીક બનસીધર તું મને તારા વિરહ-માં મુકીને હાઈસ્કુલમાં કાં જતો રહયો? આ દિવસ પણ કાળ જેવો સાલો કયેંમે પુરો થતો નથી! ચાલ, તું પાંચ વાગે આવે તે પહેલાં હું ત્હને મારા વિરહી મનના વિચાર જણાવી શકું!" તરતજ ખડીઓ કલમ લઇ એક ફેન્સી નોટપેપર પર લખવા માંડયું.

શ્રી તા..... .... .... .... ....

પરમપ્રિય હૃદયેશ્વર!

ત્હારા ક્ષણુવાર પણ દર્શન વીના મ્હને જરાપણ ચેન પડતું નથી. બળયું આજરોજ તું હાઇસ્કુલમાં ના

ગયો હોત તો શું બગડી જવાનું હતું, આવતી કાલે ચંદ્રમૌલેશ્વર મહાદેવનો મેળો છે. માટે ત્યાં આવી આ ત્હારા પ્રેમની તરસી ચાતકીને ત્હારા દર્શન રૂપી જલ-બિન્દુથી શાન્ત કરીશ. વ્હાલા હવે હું તમને મારૂં અંતઃકરણ અર્પણ કરી ચુકી છું. ને આ ગુલાબનો છોડ ત્હારે આશ્રયે મુકી દીધો છે. ચ્હાય તો પાણી પાઇ ઉછેરી મોટો કરી સુગંધિત પુષ્પોની સુવાસ લેવાને ભાગ્યશાળી થા અથવા તો મૂળથીજ નાશ કરી સદાને માટે આ વિશ્વોદ્યાનમાંથી અદ્રશ્ય કરી દે.

ત્હારો પત્ર પણ આ પત્ર મળે તુરતા તુર્ત લખી જણાવજે નહી લખું તો જરૂર માનજે કે આ બળતા હૃદયને જરાપણ શાન્તિ વળવાની નથી, જો મારી ભૂલ હોય તો વ્હાલા, વ્હાલમાંજ સમાયલું છે એમ માનજે. એજ.

લી. ત્હારા પ્રેમની ભિક્ષુકી.

પત્ર લખ્યો, બે ત્રણ વાર વાંચી જોઈ એક સાદા કવરમાં બીડી છજામાં આવી, આજુબાજુ જોઈ એવી તો સફાઈથી નાંખ્યો કે તે બનસીધરના જરૂખામાં આવી પડયો. પ્રેમ-માળા હવે કંઈ વાંચવાનો વિચાર કરતી હતી. એટલામાં ચન્દનલક્ષ્મીએ નિચે બોલાવ્યાથી નિચે ગઈ. બે, ત્રણ, ચાર અને સાડાચાર થયા કે બનસીધર ઘેર આવ્યો અને સટ

સટ કરતો મેડે ચઢી ગયો. ચોપડીઓ તાકામાં મુકી છજા માં જતાં ત્હેને બારી આગળ એક બીડેલું કવર નજરે પડયું તે ઉપર રી. બનસીધરને પહોંચે, ખાનગી ( ૩ ) એવું લખેલુ હતું. બનસીધરે તે આશ્ચર્યથી ફોડયો એક બે વખત વાંચી ગયો, હવે બનસીધરને પ્રેમમાળાનો પ્રેમ સાંભરી આવ્યો અત્યાર સુધી તે તદન વિસરી ગયો હતો. “ ઠીક પ્રેમમાળા જો તું મ્હને તારૂં હૃદય અર્પણ કરવા-ની ઉદારતા બતલાવે છે તો, આ દુનીઆમાં એવો તે કોણ હતભાગી મનુષ્ય હશે કે ત્હેનો ઈનકારે ! ખરેખર મ્હારૂં પણ મહદ્ભાગ્ય કે પ્રેમમાળા હું ત્હારા પ્રેમનો આ સ્વાદ લેવાને શક્તિમાન થઇશ. ” આવી રીતે ઉદ્ગાર કાઢતો બનસીધર ઘરમાં ગયો. અને પોતાની પરચુરણ નોટમાંથી એક પાન ફાડી નિચે પ્રમાણે ઉછળતા હૃદયે પ્રણય પત્રિકા લખવા માંડી.

તા. ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦

હૃદય નિવાસી પ્રેમમાળા.

ત્હારો પત્ર મળ્યો જવાબમાં શું લખવું તે સુઝતું નથી. પરંતુ આ– લખ્યું છે તે પ્રેમ પૂર્વક વૃત્તિથી સ્વિકારજે. વિ. લ. કે આપણો આ અણધાર્યો લવ આપો આપ જુદીજ રીતે શરૂ થયો છે તો એવો તે બદનસીબ આદમી

કોણુ હશે કે જે જેમાંથી મધુર સુગંધનો આસ્વાદ લેવાનો છે. એવા બકુલ વૃક્ષનો મૂળમાંથીજ નાશ કરે ? ઓફ કોર્સ ! હું ત્હારો પ્રેમ સ્વિકારૂં છું, કાલે ચંદ્રમાૈલેશ્વર આવવા પ્રયત્ન કરીશ, તું પણ આવજે અને, બની શકે તો પ્રાઇવેટમાં મળાય તેમ સગવડમાં રહેજે.

લી૦

ત્હારૂં એક અભિન્ન હૃદય.

આ પ્રમાણે લખી આપણા મી. બનસીધરે તે પત્રને એક પત્થરે વિંટાળી એવો તો તાકીને નાખ્યો કે બરાબર સામેના પ્રેમમાળાવાળા છજામાં આવીને પડયો, પ્રેમમાળા અત્યારે પોતાની રૂમમાંજ બેઠી બેઠી નોવેલ વાંચતી હતી. તેણે છજામાં કંઈ અવાજ થતાં બહાર આવી જોયું તો એક પત્ર વિંટાળેલું પડીકું દીઠું ! અને સામી બાજુ પ્રેમપૂર્ણ દ્રષ્ટિથી નિહાળી રહેલા બનસીધરને જોયો તરતજ પ્રેમમાળાએ તે પડીકું લીધું, અને વાંચી અત્યન્ત ખુશ થઇ અને બનસીધર પર અત્યન્ત વ્હાલ બતાવવા લાગી થોડીવાર સુધી બંનેનું આ પ્રેમપૂર્ણ દ્દષ્ટિ મિલન રહ્યું. સ્વર્ગીય સ્નેહનાં અવર્ણનીય ઝરણાં શરૂ થયાં; પછી બનસીધરની માએ બનસીધરને નીચે આવવા બુમ મારી તેથી બનસીધર પાછે પગલે વારંવાર પ્રેમમાળાના મુખનો

સુધારસ ચાખતો ના છુટકે નીચે ગયો ને પ્રેમમાળા પણ મલકાતી પુનઃ પુનઃ બનસીધરનો પત્ર વાંચી પોતાની રૂમમાં ગઇ.



શ્રી.

## પ્રકરણ ૭ મું.

# પલાયન.

પાણી પ્યાલા પ્રેમથી પાપી ન રહે મંન,
પા, પીધે અરધો ગમે પાવનને પાચન.



આજરોજ ચન્દમૌલેશ્વર મહાદેવનો મેળો છે.

સુવર્ણપુરના તમામ લોકો આજે ખુશ મિજાજ

માં દેખાતા હતા વ્હેપારીઓ પોતાની દુકાનો સાફ સુફ

કરી; ચિત્તાકર્ષક રીતે ગોઠવતા હતા, કેટલાક તો ખાસ

આજના દિવસ માટેજ, નવા દુકાનદાર બન્યા હતા, ગા-

મના અને પરગામના વ્હેપારીઓથી આજે સુવર્ણપુરમાં

ભારે ધમાલ મચી રહી હતી, ચકડોળવાળા પણ આવી

ચકડોળ રોપી સજ્જ થઇ, ગ્રાહકોની રાહ જોતા બેઠા



હતા, દુકાનદારોની સવારથી એટલી તો ભીડ થઇ હતી કે મહાદેવના મંદીરથી લગભગ પા માઇલ સુધી બંને બાજુએ જરાપણ જગા નહોતી, થોડીવારમાં મેળો શરૂ ગામડીઆઓ મોટાં મોટાં ફાળીઆં વીંટી, મહીં કાગળનાં પુલ ખોશી કેટલાંક ઝાંસીજોડાં, મંજીરા, વાંસળીઓ, વિગેરે વગાડી મેળામાં મહાલતા હતા. જોતજોતામાં લોકોની ભીડ વધી પડી સ્ત્રીઓ, તથા પુરૂષો, બંન્ને ભેગાં થઇ કચડાતાં મહા મહેનતે કૂટાતાં છુંદાતા મેળામાં જતાં હતાં. મેળામાં હિંન્દુઓજ કેવળ આવતા તેમ નહોતું. મુસલમાનો પણ જોવાની ખાતર આવતા. આવી ઘુસમઘુસામાં ઘણી વાર કેટલાક ધર્માન્ધ મનુષ્યોનાં જાન જાય છે. કેટલીક પ્રતિવૃતા સ્ત્રીઓની આબરૂ ધુળમાં મળે છે. પરન્તુ દિલગિરીની વાત માત્ર એટલીજ કે આવું ઘણી વાર થઇ ગયું છે અને થતું જાય છે, તોપણ સ્ત્રીઓની સંખ્યા આવા ભંડોળમાં ઓછી દેખાતી નથી કોંતો વખત બે વત જઇને સ્ત્રીઓએ દર્શનનો લાભ લેવો જોઇએ. અંતઃકરણ જેમનું **શુદ્ધ છે. તેમની પાસે સર્વ દેવો હંમેશાં રમ્યાજ કરે છે.** તો વળી આવા અનુચિત સ્થલોમાં ગયે શું વધારે છે. હિંદુસ્થાનની ભગીનીઓ આ બાબતનો વિશેષ વિચાર કરશે. વળી દેખીતું છે કે સંવત ૧૯૭૨ ની. માણેકઠારી

પુનમના ડાકોરના મેળામાં ચાર માણુસના જાન મનુષ્ય ની ભીડમાં ઘણીજ દુષ્ટ રિતે કચરાઇને ગયા હતા; અને બે માણુસો ત્થા એક બાળક ઘાયલ થયાં હતાં. અફ્સોસ! અફ્સોસ! ભારતભૂમી! આ ત્હારા સંતાનોનું અજ્ઞાન તુંજ દુર કર! હિંદુઓની આ એક મોટી ધર્માન્ધતા છે કે તે પોતાંના જાનમાલનું જોખમ અયોગ્ય રીતે માથે વ્હોરી લે છે. મ્હારાં શૂરવીર ભ્રાતા ભગીનીઓ આ કામ હાથમાં લઇ પોત પોતાના નેતા બની, આવા અયોગ્ય ધર્માન્ધ-પણાને દુર કરશે.

અત્રે પણ તેમજ હતું. ચંન્દ્ર મૌલેશ્વરના મેળામાં અભિસારિકા પ્રેમમાળા પણ આવી હતી; બનસીધર તો પોતાના ઉત્સુક નેત્રોથી રસ્તાની એક બાજુએ ઉભો ઉભો મેળાના પ્રત્યેક મનુષ્યો નિહાળતો સજ્જ થઇને ઉભો હતો. ઘણી વાર સુધી તાકીને નિહાળવાથી તેનાં નેત્રો પણ થાકી ગયાં હતાં. હવે શ્રમ સફળ થયો. તેનું મન આ એક વસ્તુ જોઈ મલકાવા લાગ્યુ તે કુદવા લાગ્યો. તેણે એવું તે શું જોયું ? કે તેનો આનંદ પણ ઉભરાવા લાગ્યો ? હા તે એવી કંઇ ચીજ હતી. શું હતું ? મેળામાં વેચાતા કાગળના બનાવેલા દોરી ખેંચવાથી હાથ પગના વિચિત્રજ હાવ ભાવ કરતા ચાડીઆ હતા કે શું ?

ના, ના, તેવું જોવાથી આપણા મી. બનસીધર હરખાય તેમ ન હતું. ત્યારે શું હતું? ત્હેની હૃદય દેવી, મનમોહી-ની, ચિત્ત ચોરડી, અભિસારિકા પ્રેમમાળાજ હતી. પ્રેમ-માળાને જોઇ બનસીધરની નસોમાં લોહી જોરથી વહેવા લાગ્યું. તે આ આવી, આ આવી એવા વિચાર વમળમાં હતા. એટલામાં મંદ મંદ હાસ્ય કરતી માણસોની મેદ-નીમાં લથડીઆં ખાતી પ્રેમમાળાએ પોતાના અગ્નિને પણ શાન્ત કરે તેવા કર કમલથી બનસીધરની હસ્તનું પ્રેમપૂ-ર્વક હસ્તધુજન [ સેકન્ડ હેન્ડ ] કર્યું ખરેખર આ વખતે બનસીધરને શું બોલવું તે પણ સૂજ્યું નહિ. આખી ભાષામાં પ્રેમમાલાને સંબોધી શકાય તેવો એક પણ શબ્દ અત્યારે તેને જડયો નહિ, છેવટે

" વ્હાલા આ હૃદયદાનની નિઃસિમ પ્રેમભક્તિ ? પ્રેમમાળા બોલી.

" અલબત પ્રેમમાળા તું પ્રેમને પાત્ર છે. ત્હારી પ્રેમભક્તિ ને વિસરાય તેમ નથી " બનસીધર બોલ્યો.

" મદનમૂર્તિ બનસીધર તું આમ બોલી મ્હારા નાલાયક દેહને વધુ અભિમાની ના બનાવ ! પ્રેમમાળાએ પ્રેમપં-ચોત્રી ચલાવી.

બનસીધર નિરૂત્તર રહયો.

" ઠીક ચાલ વ્હાલા હવે આપણે શિવજીનાં દર્શન કરી આવીએ પછી ગૃહ તરફ જતાં વિશેષ વાતચીત કરીશું " પ્રેમમાળાએ પોતાનો જજમેન્ટ વાંચી સાંભળાવ્યો.

હવે આ પ્રેમથી દ્રવિત અંતઃકરણવાળું યુગલ સપાટાબંધ માણસોની ભીડમાં ભરાઈ ગયું અને મહાદેવનાં દર્શન કરી ભાગ્યશાળી થયું આજુબાજુ માણસોની ભીડ હોવાથી દરેક મનુષ્યો પોતપોતાના કામમાં મશગુલ હતાં, તેથી બનસીધર પર કોઇનો કૃપાકટાક્ષ સરખોએ ગયો નહતો બન્ને જણ દર્શન કરી ઘરને રસ્તે ભીડમાંથી બહાર નિકળ્યાં. આ વખતે તેમને રસભાર્યો વાર્તાલાપ થયો, પણ તે બહુ મહત્વનો નહિ હોવાથી અત્રે ટાંગી વાંચકવૃન્દને કંટાળો આપવા માગતો નથી વસ્તુતઃ

મૂખ્ય વાત માત્ર એટલીજ હતી કે.

" બનસીધર હૃદયેશ્વર બનસીધર હવે હું તદન કંટાળી ગઈછુ મ્હને હવે આ મ્હારા મવાલી સિસ્ટમના સંબંધીઓમાં ગુંગળાઇ રહેવાનું બીલકુલ પસંદ નથી ! માટે જો તું આવે તો આપણે ગમે ત્યાં જઈ આપણા આ સ્વર્ગીય સુખ આપનાર પ્રેમનો અનુપમ અનુભવ સદાને માટે લઇએ. મ્હારો ધણી દુનીઆમાં નથી અને હશે તો ક્યાંયે જા'નમની ખાડીમાં પડયો હશે ? માટે હવે મારા

થી એક સરખી રીતે રહી શકાય તેમ નથી બોલ ત્યારે શો વિચાર છે ? પ્રેમમાળાએ પુછયું.

બનસીધર નિરૂત્તર રહયો.

" ઠીક ત્યારે બનસીધર ચાલ સવારે તૈયાર થા " પ્રેમ-માળાએ પોતાનું ઓડીટ બતાવ્યું.

બનસીધર તો જેમ પ્રેમમાળા બોલે તેમ હાજી હા કરતો ત્હેના મધુરા શબ્દોને સ્વીકારી રહયો હતો. પ્રેમમાળાની મનોહર મૂર્તિ જોતાં ત્હેને સર્વ નિરસ જણાતું હતું બન્ને જણાનાં ઘર નજીક આવવા લાગ્યાં તેથી, આગળ પાછળ ચાલી પોતપોતાને મકાને ગયાં.

આ વાતને બીજે દીવસે આશ્ચર્યમાં ચકીત કરી નાખે તેવા બનાવ બન્યો, મનમોહનદાસના ઘરમાં બધાં ગભરાઇ ગયાં છે કયાં ગઇ પ્રેમમાળા ? તેનું શું થયું હશે ? વિગેરે વિચારો કરી રહ્યાં હતાં બનસીધરની મા પણ ગુંચવાડા માં પડી કેમકે તેપણ ઘેર નહતો. ખરેખર આ વખતે મનમોહનદાસે ઠેર ઠેર તપાસ કરવા માણસો મોકલ્યા અને પોતે પણ જાતે કુવા, વાવ, તળાવો વિગેરે, શોધવા નિકળી પડ્યા હતા. બીજી તરફ સુસવાડા કરતી ટ્રેનમાં પ્રેમમાળા અને બનસીધર પ્રેમ વાર્તાવારાધીમાં મગ્ન થઇ મધુર ચુમ્માનનો આ સ્વાદ લેતાં ત્યા પોતાના આજુબાજુ

ના મનુષ્યોને, કરેલા સંકેત પ્રમાણે છેતરાને, કેવી રીતે પલાયન કર્યું, તથા મુકરર કરેલા સ્ટેશનથી આગળ ક્યાં જવું શું કરવું વિગેરે વિગેરે તર્ક તરંગિણી ચલાવતાં સ્ટેશનો પર સ્ટેશનો વટાવતાં કોઈ પરિચિત મનુષ્યને નજરે પડવાની સાવચેતી રાખતાં પરમ હર્ષથી પલાયન કરી રહ્યાં હતાં.

   

## પ્રકરણ. ૮ મું.

# પોટલી ગેબ !.

नचित दर्शये त्प्राज्ञः कस्यचित्त स्वत्र लप मव्य हो. ।
मुनेरपि यत स्तस्य, दर्शनाअलच्चते मनः ॥
॥ प्रमाण सहस्त्री ॥



સુવર્ણપુરમાં દશ વાગ્યાના સુમારે વડોદરા તરફ જવાની રેલ્વે ટ્રેન ઉપડવાની હતી. સ્ટેશન ઉપર માણસોની ધમાલ મચી રહી હતી, ફેરીઆ સિવાય



વેચનારાઓ આવીને પોતાની દુકાનો માંડી બેઠા હતા. ઘં-
ટના ટકોરા વાગતાં સર્વે ઉતારૂઓ ટીકીટ કરાવવા દોડયા
તેથી ટીકીટ ઓફીસ આગળ માણસોની ભીડ મચી રહી,
પોલીસવાળાઓ માણસોને દંડા મારીને એક લાઈનમાં
ગોઠવતા હતા. પણ ટીકીટ લેવાની આતુરતાવાળા ઉત્સુક
ઉતારૂઓ તો માર સહન કરીને પણ વહેલો તે પહેલો
કરવા મંડી પડયા હતા, થોડીવારમાં સુસવાડા કરતી ગાડી
આવી અને ચાહ પાન સોપારી વિગેરે વેચનારાઓ——
આમણાઇ૦૦૦૦ચાઈ, પાન સુપારી૦૦૦૦૦ બીડી
એમ બોલી, ડબ્બે ડબ્બે ફરવા લાગ્યા મિઠાઈ વેચનારાઓ
આ વખતે ગરમ ભજીઓ૦૦૦૦૦૦ ગરમ ભજીએ અથવા
મિઠાઈ૦૦૦૦૦૦૦એમ બોલી રહયા હતા. સઘળા ઉતારૂઓ
ગાડીમાં બેસી ગયા હતા. અને ગાડીમાંથી ઉતરેલા માણસો
સૌ સૌનાં પોટકાં છોકરાં સંભાળી ઘોડા ગાડીઓ ભાડે કરી
અગર પગે ચાલી સૌ સૌના મુકામ પર જતા હતા, હવે
ગાડી ઉપડવાનો સમય થયો હતો, એટલામાં એક માણસ
પુર જોસમાં દોડવાથી હાંફતો હાંફતો સ્ટેશન પર આવી
પહોંચ્યો, અને ગજવામાંથી એકદમ પાકીટ કહાડી વડોદરા
ની ટીકીટ લઇ દોડતો દોડતો ઝટ લઇને ગાડીના ડબ્બામાં
પગ મુકયો કે તરતજ ગાડી ઉપડી. ગાડીમાં તેણે પોતા-
ની જગ્યા લીધા પછી થોડીવારે પાસે બેઠેલા એક ઉતારૂએ

પુછ્યું " ભાઈ ? આપને ક્યાં જવું છે " ?

" વડોદરા "

" ઠીક આપનું મુબારક નામ. "

" કેશવલાલ "

" વારૂં કેશવલાલ ભાઈ શું કામ કરો છો અને હાલ શા કામે વડોદરે જવું પડે છે ? "

" હું હાલ તો કાંઈ કામ પર નથી, પણ થોડા વખત પર હું ગુમાસ્તી કરતો હતો; ને વડોદરે મારા એક મિત્રની પાસેથી મ્હારે કાંઈ કામ સારૂં કેટલાક રૂપીઆ ઉછીના લેવા જાઉં છું. "

" કેમ હવે કાંઈ વ્યાપાર કરવાનો વિચાર કર્યો છે કે શું. " ?

"ના, ના, વ્યાપાર તો શું પણ મ્હારે અમેરિકા જવાનો વિચાર છે, ને હાલ થોડા પૈસાની જરૂર છે તેથી."

" હવે ભાઈ છાના માના કર્યા કરોને ગુમાસ્તી ! નકામું દેશ પરદેશ રખડીને શું કરવું છે ?

" ભાઇ એ તમારી સલાહ ખરેખર સ્તુત્ય છે. પણ દશ બાર રૂપીઆના ટુંક પગારમાં મ્હને પોષણ કરતાં એક

પાઈ પણ બચતી નથી; તેથીજ દેશ પરદેશ જઈ નસીબ અજમાવવાનો વિચાર કર્યો છે !

" વારૂં જુઓ નસીબ અજમાવો " આ બન્ને મુસાફરો સ્તબ્ધ રહ્યા, ગાડી સ્ટેશનો પર સ્ટેશનો વટાવી જતી હતી, થોડી વાર પછી પાસે બેઠેલા પેલા ઉતારૂએ પુછયું " હાં—આપણે કેશવલાલ ભાઈ હાલ પ્રવાસમાં પાસે શું મુડી રાખી છે" ?

" અરે ભાઇ મારા જેવા ગરીબ માણસ પાસે મુડીની વાત શી પણ ગજવામાં પાંચેક રૂપીઆ છુટા પડ્યા છે. અને આ પોટલામાં રૂપીઆ પચીસ પચીસના બે નોટ પડ્યા છે, એ સિવાય બીજું કાંઈ નથી. "

" ઠીક વડોદરામાંથી તમારા મિત્ર પાસેથી કેટલાક રૂપીઆ લેવાના ધારો છો.

" લઈશ. સો બસો. "

" તમારો મિત્ર એમને એમ ધીરશે, કેમ"

" ભાઇ આ વખતમાં કોઇએ એમને એમ ધીરે એવું નથી. તેરીખ ગણીને જ તો.

" ત્યારે મિત્ર શાનો"

" ભાઇ તમે જાણો છો કે આ વખતે કોણ એમને એમ ધીરે એવું છે; મારી પાસે નથી જમીન કે એક ઘર સિવાય બીજી મીલકત. તેમ વળી મ્હારે એક સ્ત્રી, ઘરડી ડોસી તથા એક પાંચ વર્ષનો છોકરો છે. તો તેમને રહેવા માટે ઘર તો જોઇએ. દેશ પરદેશનું કામ છે; શુંનું શું થઈ જશે. તેનો કાંઈ નિર્ધાર નથી. તેથી કદી મ્હારો કાળ થયો તો તેમને બિચારાંને રહેવાને એક ઘર તો રાખવું, માટે ઘર મૂકી રૂપીઆ ઉપાડવા તે મને ગમ્યું નહિ, તેથી આ મારો મિત્ર મને જોકદી હાલ નાણાં વ્યાજે ધીરશે તોપણ દર વર્ષે તેનું વ્યાજ તો ભરી દેવાશે. અને અમુક વખતમાં ત્હેનું લેણું પણ વળી જશે"

" ઠીક કેશવલાલભાઇ સમયાનુ સાર તમારો વિચાર સારો છે "

ગાડી સડસડાટ ચાલતી હતી તે હવે મિયાગામ સ્ટેશને આવી પહોંચી. મિયાગામ ઉતરનારા ઉતારૂઓ પોતાનાં લુગડાં પોટલાં સંભાળી ઉતરવા માંડયાં, કેશવલાલ—આ વખતે બારીએ ડોકું કાઢી સ્ટેશનની શોભા નિહાળવા ઉભો હતો. થોડીવારે ગાડી ઉપડી તે કેટલેક દુર ગયા પછી, કેશવલાલ પોતાની જગ્યાએ ડબામાં આવ્યો, અને જુએ છે તો પેલો પોતાનો નવિનપરિત મનુષ્ય હતો નહિ. અને

પોતાનું પોટલું પણ હતું નહિ. કેશવલાલ ગભરાયો; તેણે આજુબાજુ તપાસ કરી અને પાસેના માણસોને પુછ્યું પણ નવિન આવેલાં ઉતારૂઓ બિચારા તદ્દન અપરિચિત કેશવલાલના શિયાવિયા થઇ ગયેલા ચહેરા સામું જોઇ રહ્યાં, કારણ કે તેઓ તો કેશવલાલને પહેલીજ વખતે જોતાં હતાં. બદનશીબ કેશવલાલ હવે નશીબનેજ નિંદવા લાગ્યો; અને જીવ બાળતો શાન્ત બેઠો. ધીમે ધીમે ગાડી વડોદરા સ્ટેશન પર આવી પહોંચી. નિસ્તેજ ચહેરે બાપડો કેશવલાલ નિચે ઉતર્યો અને ઘોડા ગાડીમાં બેસી પોતાના મિત્રના ઘર ભણી રવાના થઇ ગયો.

   

## પ્રકરણ ૯ મું.

# પુર્વ વૃત્તાન્ત.



પાઠક ગણ ! હવે આપણે છાયાપુરી નગરી તરફ દ્રષ્ટિ કરીએ ગોવીંદના ખુનનો હૃદય ભેદક બનાવ

આટલી વારમાં આપ વિસરી ગયા નહિ હોય. તેજ ગોવીંદના શેઠનું નામ કરમચંદ હતું. તેઓ આ વખતે ગામમાં સારા પ્રતિષ્ઠિત હતા તેમના પર લક્ષ્મી દેવીની સંપૂર્ણ કૃપા હતી. તેમ તેઓ પોતાના દ્રવ્યનો નિરાધાર મનુષ્યોને આધારભૂત થવામાં સારો ઉપયોગ કરતા હાલ જો કે તે મોજશોખમાં પડી ગયા હતા, દુકાન પર ગુમાસ્તાઓ પ્રમાણિકપણે કામ કરતા. તેથી તેમણે પોતાનો સંપૂર્ણ ભરોંસો તેઓને સોંપી દીધો હતો. કેવળ બાર મહીને હિસાબનો આંકડોજ સાંભળતા, તે વખતમાં ગુમાસ્તાઓ પણ એવા નિમકહલાલ હતા કે શેઠના કરતાં તેમને વધારે ચિન્તા રહેતી. કરમચંદ શેઠે છાયાપુરીમાં પોતાના મોજ શોખને નિમી-તે એક વિશાળ બાગ કરાવ્યો હતો. તેમને બે સ્ત્રીઓ હતી પ્રથમની પત્નીનું નામ સુકેશી હતું. સુકેશી સ્વરૂપવંતી તથા ગુણવંતી હતી તોપણ શેઠની ઉંમર ચાલિસ વર્ષની થઇ ત્યાંસુધી તેનાથી તેમને કાંઇ પણ સંતાન થયું નહિ. તેથી શેઠે બીજીવાર લગ્ન કર્યું. તેમની બીજી પત્નીનું નામ મંજુઘોષા હતું. મંજુઘોષાતે ખરેખર સ્વર્ગની અપ્સરા મંજુઘોષાજ ( સુંદર કંઠવાળી ) હતી. **યથાનામ તથા ગુણાઃ** એ વાકય મંજુઘોષાની મુખ મુદ્રા નિહાળવાથી સત્ય છે એમ ભાસતું; તેના ગુણ તેનું સ્વરૂપ સ્વર્ગના દેવતાઓના ચિત્ત

પણ હરી લે તેવાં હતાં. મંજુઘોષાની સાથે લગ્ન કર્યા પછી નશીબના યોગે શેઠની તબીયત નરમ પડવા લાગી; અને દિવસે દિવસે તેનું હુષ્ટ પુષ્ટ શરિર ઓગળવા લાગ્યું. એક રાત્રે તેમને સખત તાવ આવ્યો ને અચાનક બાર વાગ્યાના સુમારે તેમનો આત્મા પરલોક વાસી થઈ ગયો. ઘરનાં બધાં માણસો ગભરાઇ ગયાં. મંજુઘોષા તથા સુકેશી બન્ને શેઠની પાસે શ્રાવણ માસના મેઘની માફક આંસુ સારતી બેઠી હતી. એટલામાં શેઠનાં વૃદ્ધ માતા સદાબાઇ હતાં તે આવ્યાં તે પણ છાતી માથું કુટવા લાગ્યાં. કરમચંદ પર તેમને નૈસર્ગિક વ્હાલ હતું; એટલુંજ નહિ પણ તેણે તેનો બાપ મરી ગયા પછી દરણાં, ખાંડણાં કરી પોતાના છોકરાને ગુમાસ્તેથી ચઢાવી શેઠ બનાવ્યો હતો. તેમની ઉંમર પાકી હોવાથી સંસારના તડકા છાંયડાનો તેમને સારી રીતે અનુભવ હતો; અને પોતાની બુદ્ધિ તથા કાર્ય દક્ષતાથીજ ઉન્નતિને છેલ્લે પગથીએ પોતાના પુત્રને પહોંચાડયો હતો પરંતુ ઇશ્વરના કાલચક્ર આગળ કોઇનું કાંઈ પણ ચાલતું નથી. વૃદ્ધ માતા અનહુદ ક્લેશ પામ્યાં! તે ખરેખર અવર્ણ્ય હતો. રાત્રીનો સમય હતો રડારોળ કર્યા પછી છેવટે તેમના નેત્રોનું બાષ્પ જલ પણ ખુટી ગયું હવે ઈશ્વર ઈચ્છા બલવાન માની સ્તબ્ધ બેઠાં.

છાયાપુરીમાં કરમચંદ શેઠનો એક નજીકનો પિત્રાઇ નામે કસ્તુરચંદ કરીને હતો. કસ્તુરચંદ ઘણોજ દુષ્ટ હતો અને સ્વચ્છંદ મિજાજી હતો; જો કદી કરમચંદ નિ:સંતાન મરી જાય તો તેની તમામ મિલકત તેને મળે તેમ હતું, તેથી કરમચંદે બીજી વાર લગ્ન કર્યું તે તેને બિલકુલ પસંદ નહોતું; તે કોઈ વાર એવાં એવાં કટુ વચનો આજુબાજુનાં માણસો દ્વારા કહેવડાવતોને પોતે જાતે પણ ભુલે ચુકે મ્હોડે કહી દેતો, કે તેથી કરમચંદની બન્ને સ્ત્રીઓ તથા ડોસી ઘણાંજ દુ:ખી થતાં. આજે પણ જો કરમચંદના મરણના સમાચાર ત્હેને મળે તો રડારોળને બદલે ત્હેને ત્યાં ઘીનાં આધરણ મૂકાય તેમ હતું, પણ કરમચંદની માતા બહુ બાહોશ તથા સમો ભણેલાં હતાં [ વખત પ્રમાણે વર્તણુક ] તેથી તેમણે કરમચંદના મરણ પછી થોડીવાર સુધી વિચાર કર્યા કર્યો; પછી તેમણે પોતાની બન્ને પુત્ર વધુઓને પોતાની પાસે બોલાવી અને તેમના કાનમાં કંઇક વાત કહી આ વાત સાંભળતાંજ બન્ને સ્ત્રીઓના શરીરમાં વિજળીની અસર થઇ તેઓએ પ્રથમ તો સાફ ના પાડી પણ ડોસીએ તેમને પોતાના બળતા પિતરાઇને બાળવા તથા ઇશ્વરની કુદરતને પણ પોતાની બુધ્ધીથી વેગળી કરવા ગુરૂમંત્ર એવી તો રીતે મૂકયો કે બન્ને સ્ત્રીઓ ડોસીના કહ્યા પ્રમાણે કરવા તે-

ચાર થઈ. બુદ્ધિમાન પુરૂષો સ્ત્રીઓને અબલા કહે છે. પણ, તે વખત આવે એવી તો સબલા બની જાય છે કે ગમે તેવા, મુછાળા મરદની બુદ્ધિમાં પણ ન ઉતરે તેવાં કાર્ય કરી નાખે છે.



બિચારો કેશવલાલ વડોદરામાં પોતાના મિત્રના ઘર આગળ ઘોડા ગાડીમાંથી ઉતર્યો. અને તેના ઘર આગળ જઇ ત્રીકમલાલ-ત્રિકમલાલ એમ બુમ મારી એટલે એક સ્ત્રીએ બહાર આવી કહ્યું કે, એ તો ઘેર નથી; કાંઇક કામ પ્રસંગે અમદાવાદ ગયા છે. ને કાલે આવશે. કેશવલાલ હવે નિરાશ થયો. નિસ્તેજ મુખમુદ્રાએ તે બિચારો પાછો વળ્યો તેણે વિચાર કર્યો કે લાવ—છાયાપુરીમાં મ્હારો એક મિત્ર છે અને તે પૈસાદાર છે તેથી જો કદી તે રૂપીઆ સો એક આપે તો કાલે મ્હારે ત્રીકમલાલ પાસેથી વધારે રૂપીઆ લેવા ના પડે, માટે ચાલ ત્યાં જઉં ગાડીમાં પોતાની પોટલી ગેબ થવાથી રૂપીઆ પચાસ તો ગુમાવ્યા હતા. તેથી વધુ રૂપૈઆની જરૂર ત્હેને જણાઇ અને છાયાપુરી આવવા તેણે વિચાર કર્યો.

આ વખતે સાંજના સાડા પાંચ વાગ્યા હુતા સૂર્ય પશ્ચિમ દિશામાં પહોંચી ધીમે ધીમે નિચે ઉતરતો હતો તેમ કેશવલાલ પણ ચિત્રવિચિત્ર વિચારો કરતો રસ્તો માપતો હુતો. ચાલતાં ચાલતાં રાત્રી પડી ગઇ કૃષ્ણ પક્ષ ને। દિવસ હોવાથી; સઘળે અંધકાર છવાઈ રહયો હુતો. હવે કેશવલાલ છાયાપુરીની નજીક આવી પહોંચ્યો ગામ ની સીમમાં એક ખડ્ગધારીણી માતાનું દેવળ હતું કેશવલાલ ચાલવાથી ઘણોજ શ્રમિત થઈ ગયો હુતો; તેથી જરા વિશ્રામ લઇ ગામમાં જવાનો મનસુબો કરી દેવળ પાસે જઇ ખડ્ગધારિણી માતાનાં પ્રેમ પૂર્વક દર્શન કરી " હે માતા ! તું મ્હુને આ દારિદ્ર સમુદ્રસાંથી ઝટ લઇ ને તાર, નહિતો મ્હુને મરણને શરણ કર " એમ સ્તુતિ કરી દેવળના ઓટલા ઉપર વિશ્રાન્તી લેવા બેઠો. કોઇપણ મનુષ્યની અંતઃકરણ પૂર્વક કરેલી પ્રાર્થના સર્વ દેવો સાંભળે છે. અહિં આપણા કેશવલાલને દીઠા દેવને પહોંચી જાત્રા એવું થયું થોડીવાર સુધી તે બેઠો પછી શ્રમથી બરડો ફાટતો હોવાથી જરાક સુતો અને નસિબના યોગે, ગામમાં જવાનું વિસરી જઇ ઉંઘી ગયો. આ વખતે રાત્રિના બે વાગ્યાનો સમય થયો હુતો. કેશવલાલ માતાના દેવળના ઓટલા પર પડયો પડયો સંપુર્ણ નિદ્રામાં ઘોરતો હુતો. એટલામાં કોઇ એક કાળા કામળા ઓઢેલી

ત્રણુ મનુષ્યાકૃતીઓ આવી. તેમનામાં એક જણુના હાથ માં ફાનસ હતું અને કેશવલાલના મૂખ પર પ્રકાશ પાડી તેને બરાબર નિહાળી જોયો; ક્ષણુવાર તેઓએ પોત પોતાનામાં કંઇક મસલત કરી પછી ફાનસમાં ફુંક મારી તેમાંની એક આકૃતિ કેશવલાલની છાતી પર ચઢી બેઠી, બીજીએ તેના મોંમાં તુરત ડુચો મારી દીધો, ત્રીજી ત્હેના પગ સખત દબાવી રહી હતી. છાતીપર. બેઠેલી આકૃતીએ પોતાના ખિસ્સામાંથી ક્લૉરોફૉર્મની શિશી કાઢી કેશવલાલ ના નાક આગળ કેટલીક વાર ધરી રાખી; કેશવલાલનું શરીર કાંઈક કંપ્યું અને થોડીવારમાં શબવત્ થઇ પડયો; તરતજ આ ત્રણેએ મળીને તેને પોટલીમાં બાંધીને માથે મૂકી ઝટ રવાના થઇ ગઈ.








શ્રી.

## પ્રકરણ ૧૦ મું.

# પુર્વ વૃત્તાન્ત ( ચાલુ )



છા યાપુરીમાં કરમચંદ શેઠના મરણના બીજે દિવસે તેના ઘરની તપાસ લેતાં આપણ ને આશ્ચર્ય ચકીત કરી નાખે તેવો બનાવ જોઈ શકીએ છીએ, શેઠ મરેલા નથી, તે તો છત્ર પલંગ પર પડ્યા પડ્યા સુખેથી હુકો ગગડાવે છે. બન્ને બાજુ સુકેશી તથા મંજુઘોષા પોતાના પતિનો પડતો બોલ માથે ચઢાવવા ઉભી રહી છે; પણ શેઠ કાંઈ બોલતા નથી તે તો ગોવીંદે આવી તુર્ત ભરીને મૂકેલો હુકો ગગડાવે છે. થોડીવારે હુકાની રબરની નેહ હાથમાંથી પડી ગઇ. મંજુઘોષાએ તે પાછી તેમના હાથમાં આપી. શેઠ તો પલંગમાં બેઠા થાય છે અને પાછા ઢળી પડે છે; આંખો ચોળે છે ઉઘાડે છે અને આજુબાજુ જુએ છે થોડી થોડીવારે તે પોતાના શરીર પર ચુંટીઓ ખણે છે; પણ તેનું તેજ દેખાય છે. ક્ષણવાર પછી મંજુઘોષા બોલી વહાલા હવે આપને સ્નાન કરવાનો સમય થયો છતાં

આપ કેમ ઉઠતા નથી ? આપને માટે આ દંતધાવનની સામગ્રી તૈયાર છે માટે ઉઠવાની કૃપા કરો. થોડી વારે શેઠ ઊઠયા અને દાતણ પાણી કરી સ્નાન કરી લીધું; મંજુઘોષા તેની સાથે તે જ્યાં જાય ત્યાં જતી અને આજુબાજુઓની વસ્તુઓથી માહીત કરતી. પાઠક ? આ શેઠ તે કાંઇ ખરેખરા કસ્તુરચંદ નહોતા; તે તો આપણા કેશવલાલભાઇ હતા. કસ્તુરચંદના મરણ પછી તેની વૃદ્ધ માતાએ આજ યુકિત પોતાની પુત્ર વધુઓને બતાવી હતી. કેવળ શત્રુઓનાં મોંઢાં કાળાં કરવા માટે કે પોતાના પુત્રનું નામ રાખવાની આશાએ તેણે આ એક ખુબી પોતાના મનમાં ગોઠવી કાઢી હતી. કેશવલાલ ને ખડ્ગધારિણી માતાના દેવળ પાસેથી કલ્લોરો ફ્રૉમ સુંઘાડી બેશુદ્ધ કરી લાવનાર પણ આ બન્ને સ્ત્રિઓ તથા ડોસીજ હતાં; તેના સિવાય ઘરમાં આ વાત બીજા કોઇને માલુમ નહોતી. સવારમાં કેશવલાલ અથવા હવે આપણા શેઠ કરમચંદ ઉઠયા ત્યારે આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા. પોતે એક માતાના ઓટલા પર પડયો હતો અને આ સુખ શય્યા ! રમણીય મહાલય ! તથા ઇંદ્ર નો અપ્સરાઓ જેવી શૌન્દર્યવતી સ્રીઓ ! આ શું ? આ બધું જોતાં બિચારો કેશવલાલ આજુબાજુના પ્રાણી પદાર્થોને નિહાળતાં કુતુહલ પામવા લાગ્યો. અને હવે

કાંઈપણ બોલ્યા ચાલ્યા વગર સર્વ કાર્યમાં પ્રવૃત્ત થઇ ગયો; અને દિવસે દિવસે પોતે કરમચંદ શેઠ તથા હજારો લાખો રૂપીઆની મીલકતનો માલીક છે; એમ જાણી પોતાના દુઃખના દહાડા તથા અમેરીકા જવાના વિચારને પણ ભુલી ગયો.

આ બનાવ બન્યાને આજરોજ ચાર પાંચ વર્ષ થઈ ગયાં છે. અત્યારે આપણા શેઠ કરમચંદ ( કેશવલાલ ) પોતાના ઘરબાર માલમીલકત વિગેરેના સંપુર્ણ અનુભવી થઈ ગયા છે. બાર મહીને ગુમાસ્તા જ્યારે હિસાબ આપવા આવતા ત્યારે તેનો હિસાબ તપાસી શિલક ગણી લેતા; અને તેમના પર બરાબર કામ કરવા ગંભીર મુદ્રા ધારણ કરી કેટલાંક ફરમાનો કરતા. બિચારા ગુમાસ્તા તો બાર મહિને એક વાર શેઠનું મ્હોડું જોવા પામતા તેથી તેઓ કેશવલાલને કળી શકયા નહિ. કરમચંદ શેઠની નવી શેઠાણીને તેમનાથી એક પુત્ર અને એક પુત્રી એમ બે સંતાનો થયાં, ભગવાનની કૃપાથી લિલા લહેર છે કોઇ કોઇ વખત કેશવલાલ પોતાની સ્ત્રી તથા છોકરા ને અને પોતાની ઘરડી માતાને યાદ કરતો ત્યારે તે વિચારમાં એટલો બધો તલ્લીન બની જતો કે ત્હેને આજુબાજુની સ્થિતિનું પણ ભાન રહ્યું નહિ; આપણે

તેને આવા પ્રકારની સ્થિતિમાં તથા મંજુઘોષાના સંપૂર્ણ પ્રેમમાં પ્રકરણ એકમાં જોઈ ગયા છીએ.

છાયાપુરીમાં કરમચંદના પિતરાઇ ભાઇ કસ્તુરચંદે જ્યારે ત્હેને ઘેર છોકરો આવ્યાની વાત સાંભળી ત્યારે જો કદી તેને કાપે તો તેના શરીરમાંથી લોહીનું એક ટીપું સરખું પણ નિકળે નહિ એટલી ગમગીની થઇ ગઇ; અને તપાસ કરવા માટે તે કરમચંદ શેઠને ઘેર તેને રમાડવા ના મિષે જાતે ગયો. આ વખતે તેણે કેશવલાલને પહેલાં કોઇ દિવસ જોયો નહતો તેથી તેણે તે કેશવલાલ છે એમ તો નજ માન્યું પણ તે પોતાના કાકાના છોકરા કરમચંદને સારી રીતે ઓળખતો હતો. આથી તેના મનમાં વ્હેંમ ગયો અને તે કાંઈ પણ બોલ્યા ચાલ્યા વગર પોતાને ઘેર ગયો અને તે વિચાર કરવા લાગ્યો કે કહો ના કહો પણ આ કરમચંદ તો ન હોયજ, પણ કદાચ પોતાનો વંશ રાખવા સારૂ રાંડોએ આ કાંઇ તૂત ઉભું કર્યું એમ લાગે છે ઠીક ચાલ દિકરા હવે હું તને બતાવી આપું છું કે પારકા ઘરમાં બેસી કેવી રીતે લ્હેર મરાય છે. આવો વિચાર કરી તે દુર્ગુણસિંહને મળ્યો અને ત્હેને કોઈપણ રીતે કરમચંદને જાનથી ઠાર કરવાનું કહ્યું. આ કામ જો તે કરવાની હિંમત ધરે તો ત્હેને

રૂપૈઆ સો ઈનામ આપવાનું પણ ઠરાવ્યું. દુર્ગુણુસિંહ તો આવા ધંધાનોજ કરનાર હતો. તેથી તેણે તે કામ માથે લીધું અને કરમચંદને મારવા માટે સંધ્યાકાળના વખતે તે તેના બાગમાં પેઠો તેણે વિચાર કર્યો કે જો કદી ત્હેના ઘરમાં જઇ ઠાર કરીશ તો પણ વાણિઆ ભાઈ ઢીલી દાળના ખાનાર છે તેથી તે મને કાંઇ કરી શકનાર નથી. આવો વિચાર કરી તે કરમચંદના ઘરમાં આવવાનું કરતો હતો કે તેને ગોવીંદ મળ્યો ગોવીંદે તેને ઘરમાં દાખલ થવાની ના પાડ્યાથી તે બાગમાંના એક આંબા ઉપર ચઢયો. અહીંથી તેણે મંજુઘોષા સહ ચુંબનમાં ગુલતાન બનેલા કરમચંદને જોયો. આ પ્રણયી પંખીડાનો ઝરતો અમૃત રસ તથા તેનું ગમે તેટલું પાન કરવા છતાં તૃપ્તિ ન વળે એવું અનુપમ સૌખ્ય જોઇ આ પાષાણ હૃદયી દુર્ગુણુસિંહની રિવૅાલવર પણ ક્ષણવાર અટકી પડી પછીથી જ્યારે તેણે ધાર્યું કે હવે વાર કરવામાં માલ નથી કેમકે આ લોકો ચેતી જશે; તેણે એકદમ પોતાની રિવૅાલવરનો ઘોડો ડાબ્યો ! પણ રામ રાખે તેને કોણ ચાખે ? કરમચંદ બચી ગયો અને બિચારો નિમકહલાલ ગોવીંદ મરી ગયો. તેથી દુર્ગુણુસિંહ પણ પોતાનું નિશાન ચુકી જવાથી અફસોસ કરતો છ પાંચ અગીઆરા ગણી ગયો.

પ્રિય પાઠક ! હું તમને એક વધુ વાત જણાવવા માગું છું, કે હાલમાં કરમચંદ નામ ધારી આપણો કેશવલાલભાઈ તે—પ્રણયપ્રતિમા પ્રેમમાળાના આશક બનસીધરનો તેની બાલ્યાવસ્થામાં અમેરિકા જવાના સબબથી નિકળેલો પિતા હતો. બનસીધરના પિતા કેશવલાલની વૃદ્ધ માતા તેના ગયા પછી એક વર્ષે મરી ગઇ હતી. હવે કૃપા કરી પ્રકરણ એકમાં કેશવલાલના મુખેથી બોલતી કવિતા પુનઃ વાંચી જુઓ કે પહેલેનાં કરતાં હાલ તે તમને કેટલી પ્રતિભા સંપન્ન નિવડે છે.

દુર્ગુણસિંહને પકડ્યા પછી કચેરીમાં કેસ ચાલ્યો અને તેમાં ત્હેને ફાંસોની સજા ફરમાવવામાં આવી તથા કસ્તુરચંદને તેણે ખુન કરાવ્યું તે બદલ વર્ષ બારની સખત મજુરી સંગાથેની કેદની સજા કરવામાં આવી. દુર્ગુણસિંહનો સાથી જે તેની સાથે કોન્સટેબલે પકડયો હતો; તે જો કે બીન ગુન્હેગાર હતો તોપણ તેને દુર્ગુણસિંહ જેવા દુષ્ટ માણસને મદદ કરવાથી માસ છની આસન કેદની સજા કરવામાં આવી; અને સરકાર તરફથી નદી કીનારે દુર્ગુણસિંહના બનાવેલા ભોંયરાને સફાચટ કરાવી દેવામાં આવ્યું અને કૉન્સટેબલનો ગ્રેડ ચઢાવી આપવામાં આવ્યો.

શ્રી.

## પ્રકરણ ૧૧ મું.

# પ્રેમમાળાનો પતિ !

# બનસીધરનો આપઘાત !!

રે ! રે ! હ્રુદય બસ જા બળી, અંગારમાં તું રાખ થા !
પ્રાયશ્ચિત એ પુરૂં નથી, જા, જા, હવે દૂર મૂખ થા !
બાળા ફસાવી ભોળી તેં, ઓ દુષ્ટ દીલડા દુર થા !
રે જુલમ કાંઇ ઓછો નથી, રે ઝેરખા ! બસ ઝેરખા !

( મણી કાન્ત )

એક હાથમાં કારબોલીક એસીડની બાટલી ઝાલી શ્રીનગરના પૂર્વ દિશા તરફના મુસાફરખાનાની એક ઓરડીમાં બનસીધર બપોરના બાર વાગ્યાના સમયે પોતાની જીંદગીની અન્તીમ સીમાયે, આવી પહોંચ્યો છે “ હે દુષ્ટ બનસીધર ! ઓ ! પાપી

પિશાચ ! ઓ ! હીચકારા ! ત્હારા માટે હવે આ પૃથ્વી પણ ભારે મરે છે; માટે હવે તેને તારા ભારમાંથી મુક્ત કર !" એમ બોલતો બનસીધર પોતાની જાતને ધિક્કારવા લાગ્યો ને જેવી કારબોલીક એસીડની બાટલી મુખ પાસે લાવ્યો કે તરતજ યાદ આવ્યું. "ઠીક ! પ્રેમમાળા મ્હારી દુર્દશાનું મૂળ કારણ તુંજ છે, ઠીક છે ! હું આ જન્મમાં તો હવે જીવવા માગતો નથી પણ આવતા જન્મમાં તારી ખબર લઇશ ? પણ યાદ રાખજે પ્રેમમાળા તેંજ મને ફસાવ્યો છે; તેંજ મને પાયમાલ કર્યો છે ! હા, પ્રભુ તેં મને પ્રથમજ સુચના કરી હતી તે મૂઢમતિ મેં માની નહિ, હા ? ક્યાં, સુવર્ણપુર ! ક્યાં શ્રીનગર ! ક્યાં પિતા ! ક્યાં માતા ! ક્યાં જન્મ ! ક્યાં મરણ" થોડી વાર અટક્યો ને નેત્રોમાં આવેલાં આંસુ લુછી નાખ્યાં પુનઃ ક્રોધથી બોલ્યો "હા જો હું તો પ્રેમમાળા ત્હારે ખાતર ! કાંતો વિશ્વમાં મારી નાલાસી ખાતર ! આત્મ હોમ કરૂં છું, પણ ! ઓ ! દુષ્ટ કુસુમ ! તું પણ યાદ રાખજે કે સ્ત્રી કોઇની થઈ નથી તો ત્હારી કેમ થશે ? નહીંજ થાય ! અલબત નહીજ થાય ! અલ્યા કુસુમચંદ્ર તું ભૂલ્યો ભૂલ ખાય છે; માટે ચેત પગથી માથા સુધી ચેત; હશે પણ મારે શું, કેમ નહિ ? જાનનીખાતર, માનની ખાતર, સ્વાત્મ

અભિમાનની ખાતર, ઠીક પ્રેમમાળા ? યાદ રાખજે કે ભ્રમર જ્યાં સુધી પુષ્પમાં સુવાસ હોય છે ! જ્યાં સુધી મધુરૂં મધ તેમાં હોય છે. ત્યાં સુધીજ ફરી ફરી તે પર બેસે છે. પણ જ્યાં સુગંધ ઉડી ગઈ કે તેને સ્વપ્નમાં પણ યાદ કરતો નથી ! યાદ રાખ પ્રેમમાળા આ કુસુમચંદ્ર તારી આજ દશા કરશે. હાલ જો કે એ તને દેવી તરીકે પૂજશે મિટીંગમાં મ્હલાવશે; ફેશનમાં ફેરવશે; તું જે માગીશ તે એક પગે ઉભો ઉભો આપશે પણ—જે પુષ્પ ખીલે છે તેજ કરમાય છે; જે સૂર્ય ઉગે છે તેનો તેજ અસ્ત થાય છે; પ્રાણી જન્મે છે તેજ મરણ પામે છે તેથી કોઇપણ દીવસે એનો ત્હારા ઉપર અભાવ થયા વગર રહેવાનો નથી; ત્યારે પ્રેમમાળા ? તારી પુરી કમબખ્તીજ સમજજે. હા ? આ ? પામર પ્રાણી ત્હારી મોટી ભૂલ થઇ છે માટે ભોગવ ? હા સરકારમાં પકડાઇ ત્હારી તથા મારી તથા મારા બાપદાદાની આબુરૂને ધુળ માં મેળવવી તેના કરતાં પોતાને હાથે આ પાપી પ્રાણ ને પ્રયાણ કરાવવું તે સૌથી ઉત્તમ છે ! અરે ! એહીક દૂતો તમો મને પકડી શકો તે પહેલાં હુંજ તમારા હાથમાં—અરે ભૂલ્યો, યમદૂતના હાથમાં ભરાઈ બેસું છું પછી તમો મને શું કરી શકો તેમ છો ? ” આ વખતે બનસીધરનું શરીર થર થર કંપતુ હતું. આંખો લાલ-

ચોળ થઈ ગઇ હતી; મોઢું ફીકું પડી ગયું હતું, એકદમ તેણે હાથમાંની શીશી મોંઢે માંડી દીધી અને પછાડ મારી ઉભો હતો ત્યાંથી જમીન પર પડયો આંખો ફાટી ગઇ અને છેવટના ઉષ્ણઉચ્છવાસ લેતા તેના હૃદયમાંથી નિચે પ્રમાણે શબ્દો નિકળ્યા.

" યુવતી કમળની નર ભ્રમર, તજે ન જો રસવાસ

કમળ ફસાવી ભ્રમરનો, અંતે કરે વિનાશ " *

ક્ષણવારમાં બનસીધરનો આત્મા તન પિંજરમાંથી નિકળી ઊડી ગયો અને શબ અત્યન્ત ભયાનક સ્થિતિમાં જેમનું તેમ પડી રહ્યું.

પ્રેમમાળાને બનસીધર સુવર્ણપુરથી નાશી છુટયા પછી કયાં જવું ? શું કરવું ? વિગેરેનો નિશ્ચય નહિ હોવાથી શ્રીનગર ગયાં, જુદા જુદા દેશોમાં ફરી મોજશોખ મારવા ઉપરાંત તેમનો બીજો કોઇ ઉદ્દેશ નહતો. શ્રીનગર આવ્યાં બાબુદ્વિપેદ્રનાથ કરીને એક મોટો વેપારી રહેતો હતો. પોતાની પાસે લાખો રૂપીઆની પુંજી હતી, શરિરે તન્દુરસ્ત હતો, પણ ત્હેને કંઇપણ સંતાન નહોતું. ધર્મ

---

* કાવ્ય સરિતા.

ઉપર તેની સારી શ્રધ્ધા હતી ગરીબોને તથા અપંગોને તે પોતાની દોલતમાંથી યથાશકિત મદદ કરતો; એક વખતે શ્રી કૃષ્ણજન્માષ્ટમીનો દીવસ હતો. બાબુદ્વિપેદ્રનાથ નાહી, ધોઇ ભગવત્સ્મરણમાં બેઠા હતા. તેવામાં એક ગરીબ છોકરાએ આવી નમસ્કાર કર્યા. અને દીન વદને ઉભો. તેને કંઈપણ યાચના અર્થે આવેલો જોઈ બાબુ બોલ્યા.

" ભલા છોકરા ? કેમ આવ્યો ભાઈ ? "

" બાબુજી હું એક ગરીબ વિધવાનો પુત્ર છું. અને દૈવ વશાત્ આ દેશમાં આવી ચઢયો છું અત્રે મારૂં કોઈ ધાર ધણી નથી માટે આપનો આશ્રય માગવા આવ્યો છું તો કૃપા કરી આભારી કરશો. "

" અલ્યા ! તું કયાંનો વતની ?

" ગુજરાતનો "

" તું શું ભણ્યો છું ? "

" ગુજરાતી ચાર ચોપડીઓ "

" વધુ ભણવા વિચાર છે ? "

" હા "

" ઠીક ! ત્હારૂં નામ શું ? "

" સાહેબ માંરૂં નામ કુસુમ "

" ઠીક ત્યારે આજથી તું આપણે ઘેરજ રહેજે, ઘરમાં મહારાજ રસોઈ કરે છે ત્યાં જમજે, અને હું તને કાલે, નિશાળે ભણવાની સગવડ કરી આપીશ. કેમ ફાવશે ને."

" બહુજ સારી રીતે સાહેબ " આજથી આ કુસુમના નસીબનું ચકકર ફરી ગયું અને તે બાબુદ્વિપેન્દ્રનાથને ત્યાં રહી ભણવા લાગ્યો ધીમે ધીમે તેણે પ્રાથમિક કેળવણી પૂર્ણ કરી અને પછી અંગ્રેજી ભણવા માંડયું અને દયાળુ બાબુદ્વિપેન્દ્રનાથની મદદથી મેટ્રીક પાસ થયા પછી ત્રણ ચાર વર્ષમાં બી એ. ની પરિક્ષામાં પાસ થયો આ વખતે તે પરિક્ષા આપીને બાબુસાહેબને ત્યાં દશ બાર દિવસ થયાંજ આવ્યો હતો; એક દિવસ ફરતાં ફરતાં તે બાબુ સાહેબની સાથે પૂર્વ મુસાફરખાનામાં આવી ચઢયો. આ મુસાફરખાનું દ્વિપેદ્રનાથનુંજ હતું અને મુસાફરોને ઉતરવા ની સારી સોઈ હતી. તે બાબુ સાંજે ફરવા માટે આવ્યા હતા ઓરડીઓમાં જુદા જુદા મુસાફરો ઉતરેલા હતા; તેમાં

તેમણે એક ઓરડીમાં ગુજરાતી મુસાફરોને પણ દીઠા. આ વખતે કુસુમ ગુજરાતનો હોવાથી અને પોતાના દેશનો ઘણા દિવસથી વિયોગી હતો તેથી; ભાવિક રીતે તેનું લક્ષ તેમના પર ગયું, અને વળી તેમાં તેણે જેની રગે રગમાં રસ રંગનો હવસ ઉછાળા મારતો હતો. તેવી પ્રણયપ્રતિમાને નિહાળતાં વ્હેંતજ; જેમ નીર તાકેલાં લક્ષ બિન્દુ ઉપર એકદમ ચોંટી જાય છે તેમ મિ. કુસુમચંદ્ર નું લક્ષ પણ પ્રેમમાળા પર ચોંટયું. તેથી બીજે દીવસે પણ તે એકાકી મુસાફરખાનામાં આવ્યો; આ વખતે બનસીધર કેટલીક ઉપયોગી વસ્તુઓ લેવા સારૂં બજાર માં ગયો હતો. પ્રેમમાળા એકલીજ હતી તેથી પ્રેમમાળા ની પાસે જઇ તેણે બધો વૃત્તાન્ત વાતચિતમાં જાણ્યો. અને એમાં વળી પોતાનો કંઇક સંબધ હોય તેમ લાગ્યું તેથી વધુ વાત પુછતાં ચોકસ ઓળખાણ નિકળ્યું તેણે પોતાની વૃધ્ધ માતાની ખબર પુછી અને પોતે પણ સુવર્ણપુરનો રહેવાસી હોવાનું જણાયું. અલબત ! જ્યારે પ્રેમમાળાએ આ સાંભળ્યું ત્યારે તે તો આભીજ બની ગઈ બન્ને જણ થોડાં બેઠાં. અને વાત કરતાં હતાં એટ-લામાં બનસીધર બહારથી આવ્યો અને આ બન્ને એકા-ન્તમાં વાત કરતાં જોઇને તે આશ્ચર્ય પામ્યો; તેના શરીર માં આનુકત્રંગિક વૈર ઉત્પન્ન થયું પણ તે ઘડી વાર ગમ

ખાઇ પાસે આવ્યો તેને આવતો જોઈ પ્રેમમાળાએ કુસુમચંદ્રને ઇસારત કરી અને વાત પલટી નાખી. " હા, અમો ગુજરાતના મુસાફર છીએ. બે ચાર દીવસ આ તમારા મુસાફરખાનામાં રહીશું અને પછી અમે અમારે માર્ગે પડીશું " વિગેરે ટાયલાં બનસીધર સાંભળે તેમ કરવા મંડી પડી. બનસીધર પાસે આવ્યો અને તેણે કુસુમચંદ્રને જોઇ પ્રશ્ન કર્યો, મિ. આપ બાબુદ્વિપેન્દ્રનાથ ના ચિરંજીવીને ? ના, ના, મિ. બનસીધર તેમ નથી પણ હું...........છું ને બાબુજીનો માણસ છું આપ અત્રે ક્યાં સુધી રહેવાના છો ? " વિગેરે બાતમી આ તમારાં મિસિસ મારફતે મને મળી છે. વાહ, આપના જેવા સુજ્ઞ ઉતારૂઓને માટે આ મુસાફરખાનું કરવામાં આવ્યું છે અને તમારા આ..................આગમનથી આ ભૂમી પણ પાવન થઈ છે.

" ભાઇ અમો આપના તથા બાબુજીના આભારી છીએ. "

" ઠીક છે કંઇ હરકત નહિ આ મુસાફરખાનું કેવળ નિઃસ્વાર્થ વૃત્તિથીજ મુસાફરોને ઉતરવા માટે કરાવવામાં આવ્યું છે માટે આપ ફાવે ત્યાં સુધી રહી અને ઉપભોગ કરો.

આવું બોલી સાહેબજી કરીને કુસુમચંદ્ર ઘર ભણી રવાના થયો. બનસીધરના તો સ્વપ્નામાં પણ વિચાર નહોતો કે આ કુસુમ તે કુસુમ નહિજ પણ સર્પ છે. તે ઉંદરના ઘર નજીક આવી તેને ધીમે ધીમે પટાવી ફોસલાવીને પોતાનું કામ કરી લેશે.

અસ્તુ, બીજે દિવસે પણ કુસુમચંદ્ર આવ્યો, આ વખતે બનસીધર બપોરના જમીને જરા ઉંઘતો હતો. પ્રેમમાળા ને તેણે ( કુસુમચંન્દે ) ઇસારત કરી પાસેની ઓરડીમાં બોલાવી, પ્રેમમાળા તરતજ આવી, અને હજુસુધી બાકી હતું તે હવે પૂર્ણ થવા બેઠું.

કુસુમચંન્દે પ્રેમમાળાને વાતમાં વાત કા,ડી પૂછવા માંડયું.

" બોલ અરે ! સ્ત્રી ત્હારા બાપનું નામ શું ? "

" મનમોહનદાસ "

" ઠીક, તારી માનું નામ "

" ચંદનલક્ષ્મી "

" વળી, તારે એક ભાઇ હતો ને ? "

" હા, મારા કૃષ્ણલાલભાઇ કુશળ છે. "

" વારૂ, તારૂં લગ્ન થયું હતું કે ની ? "

" હા "

" ત્હારા ધણીનું નામ ? "

આ વખતે પ્રેમમાળા કંઈક અચકી પછી વિચાર કરી એકદમ બોલી:—

" ખીલે કળી પછી શું બને ?
કુમુદ તણો કો નાથ ?
મિલન કરી આ બેંયનું,
જાણો મારો નાથ. "

આ શબ્દો સાંભળતાંજ કુસુમચંદ્રનું હૈયું ભરાઇ ગયું દોહરાના જવાબમાં પોતાનું નામ આવેલું જોઈ તેના શરીરમાં આનંદની ઉર્મી ઉભરાવા લાગી એકદમ તે આ પ્રણયપ્રતિમા પ્રેમમાળાને ભેટી પડયો. દ્રઢલિંગન કેટલીક વાર સુધી છુટયુંજ નહિ.

" વ્હાલી શું ? તારી આ દશા ? જરૂર માન કે

જો કોઇ વ્યક્તિ આ દુનીઆમાં તારા પતિ તરીકે હક ધરાવતી હોય તો આ જોઇ લે એમ કહી કુસુમચંન્દ્રે પોતાની ટોપી માથા ઉપરથી ઉતારી પહેલાં એક દિવસ તે પડી ગયો હતો અને વાગ્યું હતું તેનું નિશાન પ્રેમમાળાને બતાવ્યું આ જોઈ પ્રેમમાળા તો દિગ મૂઢ બની ગઈ તેનું શરીર અનિર્વાચ્ય આનંદ અનુભવવા લાગ્યું, આંખો હર્ષાશ્રુ સારવા લાગી તથા મુખ મધુરૂં મધુરૂં મંદ હાસ્ય કરવા લાગ્યું.

આ વખતે ઘણા વર્ષોના વિયોગથી ભેગાં થયેલાં આ પતિ પત્નિએ કેટલીક વાર સુધી હૃદયના ઉભરાઓ કાઢી સુખ દુઃખની વાતો કરી હૃદય ખાલી કર્યાં. પછી કુસુમચંન્દ્રે પોતાના ખિસ્સામાંથી એક ફાઉન્ટન પેન તથા કાગળ કાઢી બનસીધર પર નિચે પ્રમાણે પત્ર લખી કહાડયો.

શ્રીનગર. તા.

દુષ્ટ બનસીધર. !

જો કે તે સહન નકરી શકાય તેવો અપરાધ કર્યો છે. તેમજ કાયદેસર પણ તું મનુંષ્ય હરણના આરોપમાં પણ છું. બીજું તારૂં આ નીચ કૃત્ય જોઈ તેજ વખતે

હું તને યમના દ્વાર પહોંચાડવાના વિચારમાં હતો અથવા તો કારાગ્રહુનીની કાળી કોટડીનો પણ અનુભવ કરાવત–પણ—નિરૂપાય પ્રેમમાળાએ તારો બહુજ સજ્જડ રીતે બચાવ કર્યો છે. એથીજ તને જીવતદાન આપવામાં આવ્યું છે; હવે તને ફાવે ત્યાં ભટકતો ફર, કે મર, તેની મને કાંઇપણ પંચાત નથી. પ્રેમમાળા મારી છે અને મારા ખરા હકકથીજ હું તેને મારી સાથે લઇ ગયો છું, બાદ લખવાનું કે હું અત્યારેજ સુવર્ણપુર તાર કરૂં છું અને એક બે દીવસમાં કૃષ્ણુલાલ અત્રે આવી પહોંચશે. એટલા-માં આ મારી સુચનાથી તારાથી બને તેટલા પાપના પેંતરા ભરવા હોય તો ભરી લેજે.

લી. કુસુમચંદ્ર.

[ પ્રેમમાળાનો પતિ ]

કુસુમચં-દે તે પ્રેમમાળાને વંચાવી તેની પાસે બનસી-ધર સુતો હતો ત્યાં તેના મુસાફરી બિસ્તરા પર મુકાવી પ્રેમમાળાને લઈ બાબુદ્વિપેન્દ્રનાથને ત્યાં ગયો અને પછી તરતજ ટેલીગ્રાફ ઓફીસમાં જઈ સુવર્ણપુર તાર કરી દીધો.



બનસીધર જ્યારે જાગ્યો ત્યારે તેણે પ્રેમમાળાને પોતાની પાસે જોઇ નહિ તેથી આશ્ચર્ય પામ્યો. અને તેણે પોતાના બિસ્તરા પર એક પત્ર પડેલો જોયો. પત્ર લીધો વાંચતાંજ ગભરાઇ ગયો. તેના હોષ કોશ ઉડી ગયા તેને દેશ દીશા સુઝિ નહિ અને બદનામ દુષ્ટ કૃત્ય વિગેરે વિચારોથી તેનુ હૈયું ભરાઇ ગયું અને છેવટે તેણે વિચાર કરી મરણને આધીન થવાનો નિશ્ચય કર્યો તે તમો પ્રકરણની શરૂઆતમાં જોઇ ગયા છો. જયારે મનુષ્યનો વિનાશ થવાનો હોય ત્યારે તેની બુદ્ધિ બહેર મારી જાય છે તેના વિચારો એટલા ગુમ થઇ જાય છે કે તેને સાર અસારનું ભાન પણ રહેતું નથી “ विनाशकाले विपरित बुद्धिः ” ખરેખર બનસીધર ઘુંચવાડામાં પડી ગયો ને છેક ના ઇલાજ થઇ ગયો હોવાથી મરણને શરણ થયો.

આ વાતને આજે ત્રણ દિવસ થઇ ગયાં છે કૃષ્ણલાલ શ્રીનગરમાં આવી પહોંચ્યો છે તે પોતાની બેન તથા બનેવીને મળ્યો અને પ્રેમમાળાના અણુસમજુપણાને લીધે થયેલા પલાયન માટે ખેદ બતાવ્યો. ઘણે દિવસે મળેલા પોતાના બનેવીને આવા સારા ભણેલા ગણેલા વિદ્વાન જોઇ તે આનંદ પામ્યો. તથા બનસીધરનું હવે શું થયું હશે તે વિચારથી કુસુમચંદ્ર તથા કૃષ્ણલાલ મુસાફરખા-

નામાં આવ્યા તો તેમને બનસીધર ઉતર્યો હતો તે ઓ-રડી અંદરથી સાંકળ મારી બંધ કરેલી જણાઇ, અને અંદરથી દુર્ગંધ મારતી હતી તોપણ તેમણે કેટલીક બુમો પાડી પરન્તુ જુવાબ નહિ મલવાથી લુહારને બોલાવી અંદરની સાંકળ તોડી નંખાવી તો બનસીધરનું શબ પડેલું હતું તથા પાસે એક કારબોલિક એસીડની બાટલી પડેલી હતી તેથી તેમણે બનસીધર કારબોલિક પાનેજ મરણ પામ્યો એમ માન્યું. અને બીજા કેટલાક માણસોને બોલાવી બનસીધરના મૃતદેહને અગ્નિદાહ કરી દીધો. પછી પ્રેમમાળા તથા કુસુમચંદ્રને પોતાની સાથે લઇ બાબુદ્વિપેન્દ્રનાથને આભાર માની કૃષ્ણલાલ સુવર્ણપુર જવા નિકળ્યો.

   



શ્રી.

## પ્રકરણ ૧૨ મું.

# " શિવાલયની સ્થાપના "





છા યાપુરીમાં કરમચંદ શેઠના મરણ પછી કેશવલાલને ભાડુતી શેઠ બનાવવામાં આવ્યા હતા. હવે આ વાત પ્રિય વાંચ-



કોને લગભગ સમજાઇ ગઇ હશે કિન્તુ હાલમાં ત્યાં શો રંગ જામ્યો છે તે જોઇએ.

અત્યારે આપણે પૂર્વ સ્થિતિમાં (જેવી રીતે પ્રથમ જોયો હતો તેમ)તેને ખડ્ગધારીણી માતાના દેવળપાસે પડેલો જોઇએ છીએ. પ્રાત:કાળનો સમય થવા આવ્યો હતો, મેંના પોપટ પોતાનો મધુર કલરવ કરી રહ્યાં હતાં તથા આમ્રતરૂ ઉપર કોકીલા પોતાનો મધુર ટહુકો કરી રહી હતી. ખેડુતો પોતાના ખેતરમાં આતુરતાથી જવા માંડ્યા હતા. ચાતુમાસનો દિવસ હતો. ધરતી દેવીએ લીલાં વસ્ત્રો ધારણ કરી દીધાં હતાં. કુટડા મયુરો આવો ! આવો !

એવા પોતાના મધુર કંઠ વડે કોમળ ટહુકા કરી મેઘરાજાને અભિનંદન આપતા હતા. સરોવરને કીનારે આખી રાત્રી પોતાની વ્હાલી પ્રિયાચાતકીના વિરહી ચાતકોને પોતાની પ્રણયતમા મળતાં આનંદની અભિવૃદ્ધિ થતાં પોતાની પાંખોને પ્રસારી, આમથી તેમ કુદાકુદ કરતાં ઉડવા મંડી પડ્યાં હતાં. કુકડાઓ પણ પ્રાતઃ સ્મરણ કરવા મંડી પડ્યા હતા. માતાના કુકડાએ કેશવલાલને જાગૃત થવાની સુચના કરી. અત્યારે તેની નિંદ્રા ત્યાગ કરવા માટે મંજુઘોષાનું મધુરૂં ગાયન ન હતું અથવા સુકેશીનું સુકોમળ પ્રભાતીયું પણ ન હતું; આ તો જેની કૃપાથી અત્યન્ત સુખનો અનુભવ લીધો હતો તે ખડ્ગધારિણી માતાના દ્વારમાં પડેલો હતો. કેશવલાલ જાગ્યો અને આ શું ? ક્યાં મ્હારૂં ઘર ? ક્યાં વાડી ? ક્યાં બાગ બાગીચો ? ક્યાં મ્હારી સ્ત્રીઓ મંજુઘોષા તથા સુકેશી આ શું ? હું કંઇક કુદરતની રમતના અજ્ઞાત અનુભવમાં હતો; હશે જે થયું તે ખરૂં આમ વિચાર કરી એકદમ ઉઠીને વડોદરા તરફ પ્રયાણ શરુ કર્યું. પોતાનાં લુગડાં પૂર્વનાં જે હતાં તેજ હતાં. તેણે વડોદરા સ્ટેશન પર આવી ટીકીટ કરાવવા સારૂં ગજવામાં હાથ નાખ્યો તો પહેલાં પોતાના ગજવામાં જ્યાં છુટા પૈસા તથા રૂપીઆ હતા તે બદલ તેણે ગીનીઓ ભરેલી દીઠી.

આ વખતે તેણે બનેલી વાત સ્વપ્નની નહિ પણ સત્ય માની. અને સમયાનુસાર યોગ્ય યુક્તિ કરવાની તેને ફરજ પડી એકદમ તે સુવર્ણપુર આવ્યો; ત્યાં પોતાને ઘેર જતાં પોતાના પુત્ર બનસીધર તથા વૃદ્ધ માતાના મરણના શોક જનક સમાચાર તેને મળ્યા. હવે તેને વધુપ્રવૃતિમાં રહેવા ની જરૂર જણાઈ તેથી તેણે સુવર્ણપુરની સેશન કોર્ટમાં ફરિઆદ કરી અને તેણે કરમચંદ નામના કોઈ ઇસમને ત્યાં પોતાને બેભાન કરી લઈ જઇ કટલાક દિવસ સુધી રાખવામાં આવ્યો હતો ત્યાં તેનાથી કરમચંદની સ્ત્રી મંજુઘોષાને બે સંતાનો થયાં હતાં તથા આ વાત જો તેઓ માને નહિ તો મંજુઘોષાએ પ્રેમ ઘેલછામાં અર્પણ કરેલી મુદ્રિકા [ વીંટી ] નિશાનીમાં મૂકી હતી. આ વાત જ્યારે છાયાપુરીમાં ઉડતી આવી ત્યારે કરમચંદના ઘરમાં તો ગડમથલ થવા લાગી જો કે તેની બન્ને સ્રીઓનો તો પાછો મૂકી આવવાનો જરાપણ વિચાર નહતો. પણ વૃદ્ધ સાસુના આગ્રહથી પૂર્વવત્ તેને બેશુદ્ધ કરી જ્યાંથી લાવ્યાં હતાં ત્યાં મૂકી આવવામાં આવ્યો હતો.

કેશવલાલે પોતાની જીંદગીને થયેલા અત્યન્ત નુકસાન

માટે તથા પોતાની આબરૂ માટે સુવર્ણપુરની કોર્ટમાં મુકરદમો રજુ કર્યો હતો; પણ સુવર્ણપુરની કોર્ટમાં કેસો ની ઉપરા ઉપરી ધમાલ હોવાથી તેના કામની તારીખો પર તારીખો પડતી હતી. આ વખતમાં કરમચંદની વૃધ્ધ ડોસી તથા બંને સ્રીઓ કેશવલાલની માફી માગવાને તથા પોતાના નિરાપરાધિપણાને તેને વ્યક્ત કરવા સારૂં નમ્રતા પુર્વક પત્ર લખ્યો. અને પોતાનાં જે કાંઇ સબંધી હોય તેમને તેડી છાયાપુરીમાં રહેવા આવવા લખ્યું.

કેશવલાલને આ પત્ર મળતાંજ તેણે કોર્ટમાં કરેલી ફરીઆદ પાછી ખેંચી લીધી તથા પોતાની પત્નિ મૈનાવતી સહ છાયાપુરીમાં આવી રહેવા લાગ્યો અને કરમચંદ ની દોલતથી સુખાનંદનો અનુભવ કરવા લાગ્યો. દોરંગી દુનીઆમાં આ વાત કેટલાક દિવસ સુધી ચર્ચાઇ પણ વખત જતાં તે વિસારે પડી ગઇ અને કેશવલાલના નસીબનું કુસુમ વિકસિત થયું.

   

આજરોજ સુવર્ણપુરમાં મનમોહનદાસને ત્યાં આનંદની વૃષ્ટિ થઈ રહી હતી. કૃષ્ણલાલ, પ્રેમમાળા, ઘણા દિવસથી વિખુટા પડેલા મનમોહનદાસ તથા ચંદનલક્ષ્મીનાં હૃદય આજે આનંદથી ઉભરાતાં હતાં; પ્રેમમાળા તો તદ્દન શરમાઇ ગઈ હતી. તેના શરીરમાં બનસીધરના આપઘાતનો કાંટો જીંદગી સુધી વિસરાય તેમ ન હતો. મનમોહનદાસે કેટલાક દિવસ સુધી પોતાના જમાઇને પોતાને ત્યાં રાખ્યો, સારી મહેમાનગીરી કરી, એક દિવસે કુસુમચંદ્રના નામનો તાર મનમોહનદાસને ત્યાં આવ્યો; તેમાં તેને તાર જોતાંજ એકદમ શ્રીનગર જવાનું લખ્યું હતું; તેથી પ્રેમમાળાને સાથે લઈ કુસુમચંદ્ર શ્રીનગર આવી પહોંચ્યો. આવ્યા પછી બાબુદ્વિપેન્દ્રનાથે પોતે વૃદ્ધ થયેલા હોવાથી પોતાની પત્ની સાથે વાનપ્રસ્થ લેવાનો વિચાર જણાવ્યો, અને ખાતાનું વીલ કુસુમચંદ્રને બતાવ્યું. તેમાં તેણે પોતાની ત્રણ કરોડ રૂપીઆની મોટી દોલતનો તથા તમામ સ્થાવર જંગમ મીલકતનો વારસો કુસુમચંદ્રને આપ્યો હતો. કુસુમચંદ્ર તથા પ્રેમમાળાને અચાનક દ્રવ્યની મદદ આવી મળવાથી અત્યન્ત હર્ષ પામ્યાં તથા આનંદ લહરીનાં મધુર મોજાંનો આસ્વાદ લઇ સંસાર સમુદ્રમાં પ્રણય નૌકા ચલાવવા લાગ્યાં. કેટલાક દીવસ પછી પ્રેમમાળાએ કુસુમચંદ્રને, બનસીધરને જ્યાં ભૂમી દાહ

કર્યો હતો ત્યાં તેના સ્મરણની ખાતર કાંતો પોતાના ઉપર ખરા પ્રેમથી સ્વાત્મ સમર્પણ માટે એક શિવાલય કરાવવાનો વિચાર જણાવ્યો. કુસુમચંદ્રને પણ એ વાત કંઈક ઠીક લાગી તેથી તેણે જ્યાં બનસીધરને ભૂમીદાહ કર્યો હતો ત્યાં એક ભવ્ય શિવાલય કરાવ્યું. પ્રેમમાળા ત્યાં દરરોજ આવતી અને બનસીધરને યાદ લાવી આંખોમાંથી અશ્રુઓ સારતી હતી; તથા કેટલીક વાર પોતાની સાહેલીઓ સાથે આવી ગરબા ગાતી. ઉજાણીઓ તથા મિજબાનીઓ કરતી; બ્રાહ્મણોને મિષ્ટાન મોદક જમાડતી સંતોષ પામતી હતી.

   

પ્રિય પાઠક ? જો કે પોતાના પતિની નિરાશા ભરી ઘેર હાજરીથી પ્રેમમાળાનું મન ( શરીર નહિ ) ચલાયમાન થયું, તે બનવા જોગ હતું ! પરંતુ જેને એક વાર પોતાનો પ્રેમ અર્પણ કર્યો ! તથા જેને એક વાર પોતાનો હૃદયાધાર એ સંબોધનથી સંબોધ્યો હતો; તથા પોતાનો ખરો ધણી મળી આવ્યો તોપણ મજબુત રીતે

પોતાના પ્રિયતમ ગણેલી વ્યક્તિનો જેણે બચાવ કર્યો હતો તથા તેની યાદગીરી માટે પોતાનું બનતું કરી તેનું નામ આ દુનીઆમાં મૂકી ગઈ; આવા વિચિત્ર સ્ત્રી રત્નને તમો **પ્રેમમાળા** કહેશોકે **પ્રણયપ્રતિમા** ????

ઇતિ શમ્.





# છુટક-કાવ્યો.

લેખક.

" નાગેશચંદ્ર "

# ખરે બક્ષીસ ખુદાનીએ.

[ ગઝલ ]

અરે વાજીંત્રવાળાઓ, કહો શું ના તમો કરતા; ?
ખુબીની ખાણુ તમની એ, ' ખરે બક્ષીસ ખુદાનીએ. '

અનોપમ અર્થ વાળાંએ, સુરસિક કાવ્ય પણ વાગે,
અજબ આનંદ ઉર જાગે, ' ખરે બક્ષીસ ખુદાનીએ. '

જુવો અંજીન ગાડીનું, બનાવ્યું એક કેદી એ;
ચહાની કીટલીથી—તે, ' ખરે બક્ષીસ ખુદાનીએ. '

બનાવ્યા તાર પણ કોગે, સમુંદર પાર સંદેશા;
પલકમાં જાય દોડીને, ' ખરે બક્ષીસ ખુદાનીએ '

તપાસો જો તમારૂં આ, શરીર શાનું બનેલું છે; ?
અહો ! પરમાણું નાના તે, ' ખરે બક્ષીસ ખુદાનીએ. '

કરે કટ કટ સદા કાળે, તમારી પાસ જે ચાલે;
અજબ ઘડીઆળ લવલું એ, ' ખરે બક્ષીસ ખુદાનીએ. '

મનુષ્યો પૂતળાં સઘળાં, બધાં દોરી થકી નાચે;

કરે કાર્યો અનુપમ તે, ‘ ખરે બક્ષીસ ખુદાનીએ. ’
જુવો ખેડુત રોપે છે, બીયારૂં જેમ ફાવે તમ;
ઊગે ફણગાં મુળાં નીચે, ‘ ખરે બક્ષીસ ખુદાનીએ ’
સનમ ના ભાઇ કે કરતું, હંમેશાં બેસી તે રહેતું;
ખરે સૌ યત્નથી થાયે, ‘ ખરે બક્ષીસ ખુદાનીએ. ’
ખુદાઈ બક્ષીસો ગણતાં, નહિ કો પાર પામ્યું તો;
અરે “ નાગેશ ” તું પણ કે’, ‘ ખરે બક્ષીસ ખુદાનીએ. ’



# તું અહીં કયાંથી ?

—ગઝલ—

બહુ વર્ષે મળી વ્હાલી રસિલી તું અહીં કયાંથી ?
બદનનો રંગ બદલાયો છબિલી તું અહીં કયાંથી ?
ત્હને છે ? યાદ વ્હાલી ! બાળપણની સ્નેહની વાતો,
ભૂલી કે સાંભરે છે કંઇ પરંતુ તું અહીં કયાંથી ?

હૃદય જે આપણાં રમતાં ખુશીથી પ્રેમ હીંચોળે,
મધુરૂં ગાન તું ગાતી ! મધુરી ! તું અહીં ક્યાંથી ?

સુણીને બંસરી મ્હારી મરીને દોડતી આવે,
અતી આનતુ ઉપજાવે હૃદયને તું અહીં ક્યાંથી ?

મધુરા બોલ પણ ત્હારા હજી કર્ણો નથી ભૂલ્યા !
બહુ વર્ષે ખરે તાજા તરતના તું અહિં ક્યાંથી ?

નિહાળી તુંજને હાવે બનેલી પ્રેમની ભોગી,
બનું હું સ્નેહનો યોગી પ્રભુ તોબા તું અહીં ક્યાંથી ?

હવસ જે આપણો નિર્દોષ તે નિર્દોષ સાચો છે,
સ્મરિલે શ્રી હરી હાવે ! મળી હા ! તું અહીં ક્યાંથી ?

" નાગેશચંદ્ર "



# હોટલ.

( મનહર )

" ગમાર મવાલી તમો આવ્યા ક્યાંથી કવિરાજ, ?

આ તો નૃથા વીશી પણ હોટલ ચા' પાનની.
એબોટીસું છટ. એ તો ઢેમ કુલ ગણી લેવું,"
કોટ પાટલુન પહેરી લા'ણી તો બીસ્કીટની.
પૅાઝીશન બંધ રહી ઑાડર ફરમાવો તમે,
ડીસ લાવું કૅકની કે બાટલ લેમનની. ? "
ગુંચવાડો જાગ્યો બંડો " નાગેશ " વીશીમાં ચાલ,
સમજ ના પડે આંહી સીંગલ ડબલની.



# આત્માને પ્રબોધ.

( માત્રામેળ ટોટક છંદ,—બહિર્લાપિકા )

જે જન જન્મી જગદીશ ભૂલ્યો,
દાસી હાથે પાપેથી ડુલ્યો;
લાખોમાં લંપટ ખુબ ફુલ્યો,
લલનામાં મસ્ત હંમેશ ઝુલ્યો;
મોટાઇ મદે ન હરી સમર્યા,
તીમીરે નર થઇ નીજ પાંવ ધર્યાં;
રાતે દહાડે ભટકયો ભવમાં,

મરણે પટકાઇ પડયો દવમાં;
કુળમી માફ્ક વાણી ધરે,
દર્શન જગદીશ તણાં ન કરે;
છાનો માનો કુડ કર્મ કરે,
યા, અંતરમાં અભિલાષ ધરે,
પુરશોત્તમ કોપે તુજ પરે !
રીપુ છો હણુવા ભજ રે ભજ રે,
નિર્મોહી બની ઉપકારી થા !
વા' વા' બોલ.વ ! સુભાગી થા !
મઉ દુર્ગુણ મુકી સગુણી થા !
હા જન તું સ્વર્ગ નિવાસી થા !
લડતો નહિ કો જન સાથ કદી
પે'લાં ઝરણું વહી થાય નદી.
દમ દમ તો દુશ્મન ઉપર રે,
લાખો ઘણી માફ સદા કર રે
દમ નહિ જનને પ્રભુ તું બનશે,
માંણી સુખ તું પ્રભુ ધામ જશે !

"નાગેશચંદ્ર"



# કન્યા વિક્રય કે પુત્રી હોમ!



—સોરઠી ગઝલ—

( હરિગીતમાં પણ ગવાશે. )

કિરતાર જગ કરતારની, ન્યારી કળા જ્યાં બહુ વસી;
કલ્લોલ કરતી કોકિલા, પુલક્તિમ માળા શોભતી.
નયનો સુમન સુકુમાર મારી, હૃદય નરનાં ભેદતી;
બાળા વરસ દ્વાદશ તણી છુમ છનન ચરણે ચાલતી. ૧

છે પિતા તેનો પાપીયો, જાણી અજબ થાવા સમું;
સુકુમાર મારી બાળકી કે', વેચી સુખડી હું જમું.
ઉછેરી પાળી પ્રેમથી નવ જરીય દુઃખ તેને દીધું;
સુકુમાર બાળા 'શૈલબાળા,' લગ્ન પછી તેનું કીધું. ૨

છે વર્ષ એંશીનીજ વયનો, વૃદ્ધ ખચ્ચર નાતનો;
વ્યસની અફીણી ટટ્ટુ તે વાંધો નહિ કશી વાતનો.
' પત્નિ મરી ઉમ્મર પુરી,' પાકી થયે સો જાય છે;
પણ વૃદ્ધ ખચ્ચ ભાઇ લગ્ને, ઝટ તયારી થાય છે. ૩

દોલત ઘણી છે પાસ તેથી, લગ્ન જલદીથી થયું;
શૈલબાળાના પિતાએ, પુત્રીનું વિક્રય કર્યું.

લીધા રૂપૈઆ રોકડા, ગણી પાંચ સાત હજાર શું ;
નિર્દોષ ન્હાની બાળકી વેચી ગ્રહી ફીટકાર શું. ૪

મનમાં અતી મલકાઇને, છલકાઈ અભિમાને જરી;
લાવ્યા રૂપીઆ ઘેર આવ્યા, કુવે નાખી દીકરી.

ના શૈલબાળા સમજતી, કે મુજ પિતા આ શું કરે

તે ધારતી કે ઢીંગલીને, ઢીંગલા સમ તે ખરે ! ૫

" હુ રમત ઘર ઘર નીરમું, સાહેલીઓ સંગાતમાં;
તે વાજ કૌતુક તુલ્ય આ કંઈ થઇ ગયું છે હાલમાં."
બુઢ્ઢો નમી કટીથી ગયો છે, નવ ગતિ જરી અંગમાં;
સુખ કેમ મળશે શૈલબાળા, સ્વામી સંગે રંગમાં ? ૬

ના તે બિચારી બાળકી શું, જ્ઞાન ત્હેને કંઈ હતું ?

પાપી પિતાના પાશમાં, સપડાઈ જકડાવું પડયું;
નવ વાર લાગે વખ્ત જાતાં. વર્ષ ચાર વહી ગયાં;
વિષમ અવસ્થા પામી અંગો સર્વ શિથલ થઈ ગયાં. ૭

વાહ્મો રગે રગમાં અરે હા ! દુષ્ટ વ્યાધિ ક્ષય તણો,
" પતિ શૈલબાળા બાપડી, આજારી ત્હારો છે ઘણો. "
આ'વી ખબર આવી જહાં, રે' પિતા પાપી ખરે,
" શૈલબાળાને જરૂ, આ પત્ર દેખી મોકલે. " ૮

" આજારી છે તેનો ધણી, માણુસ નથી કો પાસમાં "
" માટે જરુર આ પત્ર દેખી, મોકલી દો ફાસમાં. "
ગઈ શૈલબાળા ઘેર, પહેલી પો'ચતાં આભી બની !
હા ! આભ ફાટયું દુઃખનું ને નવ રહી અવધી જરી ! ૯

રે મરણ પામ્યો તેહનો, ભરથાર મુકી મન મયા;
આ શું કર્યું હે દુષ્ટ ! પાપી પિતા, ધરી તેં ના દયા !!
" પરણાવી પૈસા પુર લઇ નવ કુવે નાખી કયાં ગયા?"
ઉદ્‌ગાર એવા સુંદરી, કાઢી-વદી આવે દયા ? ૧૦

" માતા પિતા નર્કે પડો, રૈ રૈ નરક માંહે સડો !
નવ જગતમાં કો મનુજ લેશો આ અધમતાનો ઘડો. "

ના પાપ કેરી હાંડલી, પરિપૂર્ણ કો'દી થાય છે,
હા ! જરૂર અગ્ની ચોર કે, ઠગ ઠાઠથીજ ઠગાય છે. ૧૧

શૈલબાળાના પિતાને, ઘેર ચોરી થઈ રૂડી;
બહુ ચોર આવી રાતમાં, ચોરી સહુ દોલત કુડી.
ઊઠી પ્રભાતે ને નિહાળી, કુટતો છાતી કદમ;
" હા ! હાય ! પૈસા હાય પૈસા ! તુજ કારણ વેચ્યો ધરમ. ૧૨

પુત્રી રૂપાળી કોમળી, સુકુમાર વેચી તુંજ શું;
ઈશ કોપ આતે શો થયો, નવ રહ્યું તેમાંનું કશું ?"



થઇ સોળ વર્ષે સુંદરી, યોવન તણી પુર બ્હારમાં;
ખીલી કલી કલ કલ થતી, સમ વય સુમનની હારમાં ૧૩

સુગંધ મીઠીમાં પમરતી, વાસ મધુર ઉડાવતી,
ભોગી ભ્રમર વિણ સર્વ વાતે પાંખડી કરમાવતી.
બોલે મધુરી કોકિલા નવ રસિક સુણુ તો કાન શું ?
તો તે બિચારી વ્યર્થ તોડે, કંઠ ત્હેનું કામ શું ? ૧૪

છે, એ ખરૂં પણ કુદરતી પડી ટેવ તે તો ક્યમ ટળે ?
સુણુનાર હોયે કે ન, તોયે, કોકિલા ટહુકા કરે.
પત્રો ન થાયે કરીરને વસંતડી ત્યાં શું કરે ?

નવ ઘુવડ દેખે દિન વિષે, દિનકર બિચારો શું કરે? ૧૫

ચાતક તણા મુખમાં પડે, નવ વારિ બિન્દુ કો પળે;
વરસાદનો શો દોષ ત્યાં ? વિધિ નિર્મિયું આવી મળે.

પાડોશી પાસે એક રહે છે, શૈલબાળા જ્યાં રહે;
નિજ દ્રવ્યની સગવડ નિમિ-તે. રાખીઓ નોકર ખરે. ૧૬

નામું લખે ગૃહ કાર્ય કરતો, રોકડાજ હીસાબથી;
નિર્ધન હતો તે, દ્રવ્ય નો'તું. રહે શાંત મિજાજથી.

યૌવન કળી સુકુમાર ખીલી, શૈલબાળાનીજ છે;
બહુ માર માર[1] માર જેના તાર સાર સવાણી છે ૧૭

મારી મદનનાં બાણ, મોહનલાલ મુનમ વશ કર્યા;
સરિતા મળે સિન્ધુ મહી, ત્યમ કુદરતે મનમાં ધર્યા.

મોહન તણી સહુ નાત, બહુ વિસ્તૃત હતી વિસ્તાર શું;
નિજ નાતમાં સાટાં થતાં, સાટું હતું નહિ તેહ શું. ૧૮

મોહન કુંવારો રહી ગયો, વિચારમાં ફરતો ફરે;
નવ કામ તેને સુઝતું કો' તે બિચારો શું કરે ?

---

૧ કામદેવ

ઇશ્વર તણા આ યોગથી તે શૈલ વ્હાલ ગ્રહી રહયો,
મુનમ હતો તે ચાર દિન, પછી ઘર ધણી બનતો ગયો. ૧૯
વાડી હતી પરિપૂર્ણ ખીલી, માલી વિણ ખાલી પડી; !
મોહન જડાયો શૈલમાં, જયમ બંગડી હીરે જડી !
જયમ અંધ ને કો ખંજ મળતાં કાર્ય જલદી ચલાવીયું !
શૈલબાળાએ મળી મોહન શું ઘર ગબડાવીયું ૨૦
હા ! દુષ્ટ વિક્રય[1] કાળ તુંથી, પાપ પૂણ પૂર્ણ પ્રકાશીયું !
વ્યભિચાર વધીયો દિન દિને, હા ! દુષ્ટ કર્મ શરૂ થયું.
ના પાપ કુંભ કદી રહે, ભાગ્યા વિના આ વિશ્વમાં
થઇ સગર્ભા શૈલબાળા જુલ્મ જીવ ગભરાટમાં ૨૧
" નવ કૈં સુઝે હા ! શું કરૂં ? કરૂં હોમ વિક્રય કાળનો,
મહી ઝંપલાવું પતંગ પેરે ! શાન્ત થઉં જળ જગમાં ! "
કુવે પડી હા ! શૈલબાળા, હોમ કીધો સ્વાત્મનો ! !
ધિક્કાર ! કામ કરે[2] ધરે વિક્રય કરે તે તાતનો. ૨૨

---

૧ કન્યા વિક્રય સર્વ ઠેકાણે સમજી લેવું.
૨ કરે=હાથે

મોહન તણી પણ વાત પ્રસરી, બહુ બીધો તે લાજથી,
નવ બ્હાર નીકળે ઘર થકી, તેવો બન્યો બેહાલજી.
કાળી અને વળી કારમી રાત્રી, ભયંકર આજ શું !
ઘર બંધ કરી–ગળું બંધ કીધું ફંદ નાખી કંઠ શું ! ૨૩
મોહન મર્યો આ ભોગ શેનો ? વિચારી વ્હાલાં કહો,
સાટાં તણો આ સાટકો, કૃપા કરી મનમાં ધરો.
જે દેશમાં આ હોમ ચાલે, પૂત્રીનો ધિક્કાર છે !
જે દેશમાં આ સાટકો, સાટા તણો ફીટકાર છે ! ૨૪
જે માનવી વિક્રય કરી, દે—કે લીયે ધિક્કાર છે !
તે ગામને ધિક્કાર છે જે ગામ વિક્રય લાહ્ય છે !
સૌ એક થઇ ધકકેલી કાઢો, હિત ગણી કુચાલને;
" **નાગેશચંદ્ર** " વદે નમી, વિદ્વજ જનોના પાયને.

" નાગેશચંદ્ર "

# અનિલલહરી[1]

[ દ્રુતવિલમ્બિત ]

પુરણ પ્રાણ પ્રકાશીત પ્રેમથી,
કરતી કામિની ભામિની દામિની;

ભર મદેથી ભરેલી શું સુંદરી, !
લહરી આ અનિલેથી ભરી ખરી. ૧

સરર દોડી જતી પુર વેગથી,
ખરર પાદપ[2] શબ્દ કરે અતી;
તુજ તુફાન મચાવતી આવતી,
નિજ પિયુ મળવા અતી ધાવતી.[3] ૨

અનિલ સુંદરી બંદરી શું કુદે,
તરૂ તણાં પરણાં[4] અતી તું ખુંદે;
જન તણાં બહુ વસ્ત્ર ઉડાવતી,
મલિનતા હૃદયો તણી કાપતી. ૩

નવગણેજન મોટમ તુજની;
સમજ પાડતી તું નિજ ભુજની
કરી મુકે ઘર સૌ વિણ છત્ર હા !
તુજ પ્રભાવ વિષેશ નકાર ના ૪

અનિલ સુંદરી તુજ થકી ખરે,
મલિનતા ઉડી આભ જતી હશે; !
નમી જતા તુજને સહુ સાગરો,
પ્રણમતા પ્રણયે બહુ નાગરો. ૫

સુરસપાઠ ઝપાટજ તાહરી,
બહુ થતો જહીં ઘર્મજ ક્યાં હતી ?
ઠીક થયું તુજ આવી હવે હશે,
મનુજ દીલ ખુશી કર એ મશે. ૬

“ નાગેશચંદ્ર ”

૧ પવનના સપાટા=પવનની સુસવાટા કરતી લહરીઓને સ્ત્રીની ઉપમા આપી આ કવિતા આલેખાઈ છે.

૨ વૃક્ષ

૩ દોડતી

૪ પાંદડાં

# કૃષ્ણપક્ષની રાત્રી

[ મંદાક્રાતા ]

રાત્રી કાળી કલ કલ થતી શી તીમીરે દીસે છે !
ચિં ચિં ચિં ચિં કરતી રજની શ્યામતાના મિષે છે,
વૃક્ષો જાણે ગીરી ગણી ગુહા હા અહીં ક્યાંથી આવી.
તિં તિં તિં તિં રવથી તમરા શું ત્હને જાય ચાવી. !
ચારે બાજુ વસી રહી રૂડી શાંતી સામ્રાજ્ય સ્થાપી.
વિરહી વામા તરૂણી તન નું શુ લીયે દુઃખ માપી, !
ના ના ના ના નિશીથિની સખી, વ્હાલી શું તુજ તેને ?
ખી'તી તુંથી ઝબકતી બને પ્રેમીના પાસ જેને.

આકાશોના જરીક દીસતા તારલા ક્યાં છુપાયા,
દૂરે દીસ્યો દીપક ઝબકયો તે નિહાળી ડકાયા ?

[ આખ્યાન કીવૃત ]

પદ્મો સહુ સરવરે તલસી રહયાં છે,
ના નાથ ચંદ્ર ચમકે વિલસી રહયાં છે;
ના રોશ લાવી નલિની મુજ દોષ દેતી
તે પ્રકૃતિ તુજ પતી, તણી માની લેતી !
ઉગ્યો ક્ષપેશ પછી તીમીર દૂર નાઠું,
પદમો પ્રફુલ્લ બની માની રહ્યાં ન માઠું;
નિહાળી વૃક્ષ મધુરાં મન હર્ષ જામ્યો,
" નાગેશચંદ્ર " નિરખી હૃદયે વિરામ્યો.





# અમારી એ ફરજ મોટી.

## -ગઝલ-

રહીશું ઇશ્કમાં મસ્ત ધરમ કેરો કરી અસ્ત,
ગળીશું પ્રેમની ગોટી અમારી એ ફરજ મોટી.

જગત દુનીયાં બધી જુઠી ગરીબ કે' નામળે મુઠી,
પડીશું રાખમાં લોટી અમારી એ ફરજ મોટી.

બગીચા વાડીમાં ફરતા દીસે છે પ્રેમના બંકા,
પડયા મોહાંધ ભૂલોટી અમારી એ ફરજ મોટી.

જુવાનીનો અરથ શું છે કહો અબધુત બનવું કે ?
ધરી કૌપીન લંગોટી અમારી એ ફરજ મોટી.

ફરજ મોટી અમારી છે ફરીશું ફાંકડા થઇને
લઇને પ્રેમની બુટી અમારી એ ફરજ મોટી.

અમે તો વિશ્વમાં આવ્યા ન જાણે કોઇ શું લાવ્યા,
કરીશું કંઈ નવા જુની અમારી એ ફરજ મોટી.

હમારી જીંદગી માંહે ભરીશું પ્રેમ સુગંધી,
ન રહેવી જોઇએ ગંદી અમારી એ ફરજ મોટી.

કહે " નાગો " સૌ દુનીઆં ગણે ઉપરની સો ફરજો,
પ્રભુ વિના બધી ખોટી તમારી એ ફરજ મોટી

# અગાઉથી ગ્રાહક થનાર મહાશયોનાં નામ.



| નંગ. | નામ. |
|---|---|
| | **સઈજપુર** |
| ૫૧ | રા. રા. પા. ઈશ્વરભાઈ ચતુરભાઈ |
| ૫ | ” ” ડાહ્યાભાઈ લક્ષ્મીદાસ |
| ૧ | ” ” ધોરીભાઈ આશાભાઈ |
| ૧ | ” ” ખોડાભાઈ પ્રાગદાસ |
| | **કરમલા.** |
| ૫૦ | વે. શા, સં. શા. લખમીશંકર પુરશોતમ, મોરબી આર્ય સુબોધ નાટક મંડળી. |
| ૧૦ | રા. રા. ભટ્ટશંકર મણીશંકર ભટ્ટ |
| ૧ | ” ” મહાશંકર વીઠ્ઠલજી વ્યાસ |
| ૧ | ” ” મણીલાલ સદાશીવ જોશી |
| ૧ | ” ” પ્રાણશંકર મોરારજી આચાર્ય |
| ૧ | ” ” ઉમીયાશંકર શીવશંકર જાની |
| ૧ | ” ” છોટાલાલ નાનાચંદ ટોળીઆ |
| ૧ | ” ” ઓધવજી મોરારજી ઓઝા |
| ૧ | ” ” વસનજી ભાણજી દવે |
| ૧ | ” ” મોહનલાલ ભદ્રભાઈ દીક્ષીત |
| ૧ | ” ” અમૃતલાલ મહાદેવ ઓઝા |

## મુંબઇ.

૨ રા. રા. દલસુખરામ પ્રાણશંકર દવે
૧ ’ ’ સાંકળચંદ વીઠલદાસ સાહ
૧ ’ ’ અંબાલાલ મગનલાલ ભટ્ટ
૧ ’ ’ મફતલાલ પ્રાણજીવન શાહ
૧ ’ ’ ગોરધનભાઈ ગુલાબચંદ શાહ
૧ ’ ’ ભોગીલાલ ગોરધનદાસ શાહ
૧ ’ ’ અમૃતલાલ કીશોરદાસ શાહ
૧ ’ ’ મેરાઇ પ્રેમજી તુલસી
૧ ’ ’ જીવણલાલ ચુનીલાલ શાહ
૧ ’ ’ ભોગીલાલ જમનાદાસ શાહ
૧ ’ ’ ચુનીલાલ ઉગરચંદ શાહ
૧ ’ ’ ચુનીલાલ બેચરદાસ શાહ

૧ ’ ’ પુનમચંદ ગભરૂચંદ શાહ
૧ ’ ’ ત્રીકમલાલ શીવલાલ શાહ
૧ ’ ’ નાથાલાલ ગીરધરલાલ શાહ
૧ ’ ’ દયાલજી દેવજી પેઇન્ટર
૧ ’ ’ શેઠ અમરજી સુંદરજી ખોખાવાળા
૧ ’ ’ મનજી પુજા દરજી
૧ ’ ’ પુરશોતમ જેઠાલાલ, લખતરવાળા

વડોદરા

૫ રા. રા. દયાશંકર આદીતરામ જોશી
૫ ' ' બાળાશંકર મહાશંકર બી. એ. ભટ્ટજી
૫ ' ' દુર્ગાશંકર સુરજમલ સુકલ
૨ ' ' ચુનીલાલ આર. વ્યાસ
૧ ' ' બાળાશંકર પ્રાણશંકર સુકલ
૧ ' ' મુળશંકર ભોળાનાથ રાવળ
૧ ' ' હીરાલાલ નાથાભાઇ
૧ ' ' મગનલાલ ત્રીભોવનદાસ કાછીઆ
૧ ' ' મગનલાલ હરીલાલ

ખાણી

૫ ' ' અંબાલાલ પ્રાગજીન (એ. પી. લાલા
૧ ' ' ગોવીંદદાસ કમળદાસ મહંત
૧ ' ' શેશનઅલ્લી અકબરઅલ્લી વહોરા

અમદાવાદ

૨ રા. રા. ત્રીકમલાલ બાલાભાઇ
૧ ' ' કેશવલાલ છગનલાલ શેઠ
૧ ' ' છોટાલાલ ધનજી શેઠ

સુરત

૧ રા. રા. બટુક ડાહ્યુભાઇ મુનસી
૧ ' ' રતીલાલ જેકીશનદાસ
૧ ' ' પ્રભુશંકર નિત્યરામ વ્યાસ

## પેટલાદ

૫ રા. રા. મંગળદાસ ગોરધનભાઇ પટેલ
૧ ” ” દયાશંકર નાથજી ઉપાધ્યાય
૧ ” ” ત્રીકમલાલ જગજીવન એન્જીનીયર
૧ ,, ,, પરભૂલાલ નાનાલાલ માળી
૧ ,, ,, કાલુમીયાં કડુમીયાં સૈયદ
૧ ,, ,, નાથાભાઇ ઝવેરભાઇ પટેલ
૧ ,, ,, મગનલાલ હીરાલાલ શાહ
૧ ,, ,, બાબરભાઇ રણછોડ શાહ
૧ ,, ,, હીંમતલાલ હીરાલાલ શાહ
૧ ,, ,, મણીલાલ ભીખાલાલ શાહ
૧ ,, ,, ચતુરભાઇ પુરશોતમ શાહ
૧ ,, ,, કેશવલાલ રામદયાલ કલાલ
૧ ,, ,, ચુનીલાલ જાદવ કાછીઆ
૧ ,, ,, હકીમનુરઅલ્લા ફજુઅલ્લા હકીમ
૧ ,, ,, શિવશંકર જમનાશંકર
૧ ,, ,, બાબરભાઇ ગરબડ શાહ
૧ ,, ,, છોટાલાલ મથુરદાસ શાહ
૧ ,, ,, હીરાલાલ દવારકાંદાસ શાહ
૧ ,, ,, નાગરભાઇ મથુરભાઇ પટેલ
૧ ,, ,, શંકરલાલ રણછોડ ડોકટર
૧ ,, ,, ગંગાશંકર ઉમીયાશંકર મારતર

નડીઆદ

૨ રા. રા. અંબાલાલ બાગરભાઇ પટેલ
૧ ,, શનાભાઇ મીઠાભાઈ પટેલ
૧ ,, શનાભાઇ લલ્લુભાઇ પટેલ
૧ ,, ડાહ્યાભાઈ લલ્લુભાઇ પટેલ
૧ ,, જીવાભાઈ મોતીભાઇ પટેલ
૧ ,, પરસોતમ કાસીભાઇ દેસાઇ
૧ ,, ગોરધનભાઇ નરશીભાઇ દેસાઇ
૧ ,, નરશીભાઇ કાશીભાઇ દેસાઇ
૧ ,, રામભાઇ તળશીભાઈ દેસાઇ
૧ ,, ઇશ્વરભાઇ ઝવેરભાઇ દેસાઇ

કરમસદ

૧ રા. રા. નટવરલાલ લલ્લુભાઈ ગની
૧ ,, મુળજીભાઇ સોમાભાઈ પટેલ

મોગરી

૧ રા, રા. મોહનલાલ દામોદરદાસ શાહ
૧ ,, શનાભાઇ નારણભાઇ પટેલ

ડભોઇ

૧ રા. રા. ચુનીલાલ જગજીવનદાસ દરજી
૧ ,, ત્રીકમલાલ હીંમતલાલ નગરશેઠ
૧ ,, તોળાશંકર જટાશંકર ભટ્ટ
૧ ,, માણેકલાલ છોટાલાલ
૧ રા. રા. ઇશ્વરભાઇ મોતીભાઇ પટેલ—નાર

૫ રા. રા. અંબાશંકર ગણુપતરામ—ગોધરા

૧ રા. રા. [illegible] [illegible] ઇશ્વર[illegible]—[illegible]

ઓચસણ

૫ રા. રા. આશાભાઈ બાબરભાઇ પટેલ

૧ સાર્વજનીક લાયબ્રેરી

રા. રા. હરીશંકર દાજીરામ ઉપાધ્યાય—સુંદરા

વસો.

૧ રા. રા. હરીપ્રસાદ અંબાલાલ

૧ ,, ગોરધનભાઈ મોતીભાઇ

૧ ,, ઠાકોરપ્રસાદ હરીકષ્ણ અગ્નીહોત્રી—ડાકોર

ધર્મજ

૧ રા. રા. ગોરધનભાઇ ગોવીંદભાઇ પટેલ

૧ ,, રાવજીભાઇ જેઠાભાઈ ,,

૧ ,, રણછોડજી દેવજી બ્રમભટ—શિમરડા

૧ ,, શનાભાઇ પુરશોતમ પટેલ—બાંધણી

૧ ,, નટવરલાલ અમૃતલાલ દવે—વઢવાણ

૧ ,, મણીલાલ દાજીરામ—અડાસ

૧ ,, ચી મનલાલ બાપુલાલ—દેવગઢબારીઆ

૧ ,, હરીશંકર પિતાંબર વૈદ—મકરપુરા

૧ ,, ભોગીલાલ માણેકલાલ દેસાઈ—ઠાસરા

૧ ,, શિવશંકર ડાહ્યાભાઇ દવે—આંકલાવ

૧ ,, મોતીભાઇ મંગળભાઇ પટેલ—રણોલી

૧ ,, રવિશંકર જેષ્ટારામ—કાનવા

छपाय छे ! ☞ काव्यकलाधर. छपाय छे ! !

આ નામનું શૃંગારિક, વૈજ્ઞાનિક, નૈતિક અને ભક્તિ રસનાં, તથા પરચુરણ છુટક કાવ્યોથી ભરપુર, દળદાર પુસ્તક અમારા તરફથી બહાર પડનાર છે. જેની અંદર પુષ્કળ ગઝલો, કવાલીઓ, અને બીજાં પરચુરણ વૃતો, તથા રાગ રાગણીઓની રાહે ગવાતાં કાવ્યો ભજનો વિગેરેનો બહુજ સારો સમાવેશ કરવામાં આવેલો છે, જેના વાંચનથી મહાન જગન્નીયંતા પ્રભુના અનોપમ પારિતોષિક રૂપ કુદરતના સૌંદર્યના મનોહર દેખાવો, હૃદયની ભિન્ન ભિન્ન સ્થિતીઓ, જીંદગીનો ઝરણ પ્રવાહ, સુખદુઃખની છાંયડી, ઇત્યાદિ વિષયોનો કાવ્યદ્વારા ચિતાર એવો તો આબેહુબ અને સંપુર્ણ ચિતરાયલો છે કે—દુનીઆંની આધિ વ્યાધિ, અને ઉપાધિથી કંટાળેલા મનુષ્યોનાં મગજને ક્ષણવાર સમગ્ર ચિન્તાઓ બાજુ પર મુકાવી દે છે. પ્રભુનાં બક્ષેલાં કાવ્યોનું વર્ણન શબ્દોદ્વારા કરવું તે ખરેખર અયોગ્ય છે કારણકે તેઓ સ્વત. સિધ્ધ અને અવર્ણ્ય છે માટે વાંચવાથીજ ખાતરી થશે. જે મહાશયોને અગાઉથી નામ નંધાવવા વિચાર હોય તેમણે જલદીથી નામ પુરેપુરાં ઠેકાણાં સાથે લખી મોકલવા કૃપા કરવી. કારણકે અમુક સંખ્યામાં નામ નંધાયા પછી પુસ્તક પ્રગટ થઈ જશે. અગાઉથી ગ્રાહક થનાર ગૃહસ્થને રૂ. ૧–૦–૦ એ પુસ્તક આપવામાં આવશે પાછળથી કી. રૂ. ૧–૪–૦ રાખવામાં આવશે માટે તુરત નામ નંધાવી દો. સંભારી રાખજો. ભુલશો તો પસ્તાશો.

નામ નંધાવવાનું ઠેકાણું. **નાગેશચંદ્ર મોતીરામ વૈદ્ય**

ઠે. નાની બ્રહ્મપોળ નજીક. **મુ. પેટલાદ. ( ગુજરાત )**